# માતા મધુરી

યાને

## સંસારના સાગરની સુંદરી.





કર્તા “ હુરમીસ.”

# માતા મધૂરી

યાને

## સંસારના સાગરની સુંદરી.

રચનાર—" હરમીસ "

મિનોઈ મજાહ—કચાનિ કિર્તન—મધુરિકા—ભાવિક ભકિત—રહેબરે રોશની
(યા પાક પિપતામા જરથુસ્ત્ર સાહેબની જીંદગીનો અહેવાલ) લગન સંગિત—
(લગન નવજોતના ગીતો,) 'માજદયશન મોનાજાત' યાને ૩૪ ફરેસ્તા
યાને હરરોજની મોનાજાત—હિંદના દાદા—સંજાણુની સરજત
યાને આતષની બુલંદ—નસીબનો નાઝ વાર્તા—(શેઠ મુકાદમ
પાસેથી) મોહન મ્હેલ વાર્તા યાને સંસાર કે સ્વપ્ન
સિંગાર—સ્વામિ સેવા—તથા 'શાહ જમશેદ'—રાગ કે
વૈરાગ—વાર્તા—સંતોષની સેવા—જીંદગીનું જાગણ
મોનાજાત—ઇત્યાદીના કર્તા—

" ડાન " ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.
ગોવાલ્યા તલાવ, મુંબઇ.



આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપ્ટન પ્રીન્ટીંગ
વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ પરેલ, મુંબઈમાં મી૦ મેહેરજી બેરામજી
મીઠાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ હોરમસજી શોરાબજી મીસ્ત્રીએ
ડીસોઝા બીલડીંગ, ગોવાલ્યા તલાવ, મુંબઇ મધે પોતાને
માટે પ્રગટ કીધું છે.

૧૯૨૩

## પાક અહુરા !

# અષો રૂશતમ ફરામજી ભરૂચાને

## ગેતીનો આખેરી નમન—“ [illegible]મીસ.”



### મોનાજાતમાં અષોની [illegible]!

ખોરશેદ શાહનું હતું તે કિરણ, અધીં સદીએ, ફેર્યું ગીરણ.
કિરણ જે હતું તે ઝળકતું નુરે, દિપતું હતું તે મિનોઈ શુરે,
પુત્ર હતો તે પિતા નેકનો, સાહેસ, નમ્ર, ઈઝત તેકનો!
મા નો તે હિયે-સતીનો વીરો, મિત્ મનનમાં-ધીરજનો ધીરો.
હતી તેજ તાકાત તે સાંસની, આત્માના તારક ના ભાસની.
હતી હોંશ ભારે ગુણીલા પ્રણામ, સત માર્ગના કામે ભર્યાં કલામ.
કલમે હતી ઝેન ભારે ખરી, ધરતો તે લહેજતી વાણીભરી.
ખરી હોંશ આશે ધરમ રાખ્યો, કામો કરીને ભરમ ચાખ્યો!
ગયો તે સદાનો કુટુંબ પાસથી, ફિરતી હતી તે અહુર આશની!
માતા જે માણેક—ખરી આબદાર, પાછળ નમે છે રે ગેતીના બાર!
પત્નિ રહી છે-હિરાં જેનું નામ, રાખી રહી છે સબુરીમાં હામ!
રહ્યાં બિરાદર બરજો-સોરાબ, આંખોમાં ભર્યાં છે યાદીના આબ!
દે છે દુવા હાથ જોડી અઝ્મર, તાકાત ગઈ છે, રે ભાંગી કમ્મર!
છતાં સૌ ધીરજે શુક કરેછ, કે રૂશતીમ અહુરાની પાસે ફરેછ!
રૂશતીમ ગયોછે પિતા પાસ આજ, પહેરી રહયોછે મિનોઈ મથ સાજ!
મળ્યો હશે આજ ખોરશીદને, પામી રહયો છે જીવન ભેદને!
સ્વર્ગના ઓ રૂશતીમ વ્હાલા મિત, હરમીશ માંગે મિનોઈનું જ હિત!

# અર્પણ પત્રિકા.

આ અર્પણ પત્રિકા દોરતાં, અમને ભારે ખેદ થતા, હર્ષ થાય છે. ખેદ એ માટે કે, માતાએ દિલાવર દિકરો-પત્નિએ પ્રિતમાન પતિ-ભાઇઓએ બ્હાદુર બિરાદર ભલાઇના ભંડારનો ભાઇ, દોસ્તોએ દિલસોઝ દોસ્ત સાચ્ચા સુખનનો સુંદર સાથી, રાજ અને તાજે સાચ્ચો, સરળ સત્ય સદગુણવંતો સેવક ખોહયો છે.

હર્ષ એ માટે થાય છે, કે, આ પુસ્તકમાં સમાવેલા નારીના ઉંચા રૂપોથી આનંદી પ્રકાશ ભોગવી ગયલો ભાગ્યશાળી પુત્ર થઇ વ્હાલી માતામા, તેનો પ્રેમાલ પાસ મેળવ્યો-વ્હાલી બ્હેન હતી તેણીની મીઠી સાંસ સાંભળી, પ્રિતની સતીથી ઉંચો સિંગાર, સંસારના સાગર ઉપર જોઇ વળ્યો, અને, દિલાવર દિલના એ પ્રામાણિક, તાબેદાર, અને રાંક બિરાદરોનો વડીલ થયો હતો. ગુણી બાપના ગુણવંતા સ્વભાવનો પાઠ લીધો હતો, જગતના પ્રકાશમા આશ ધરી, સ્વચ્છ સાંસ સાથે ઉંચી ફરજી સાબીત કરી અહુરાની આરામ નગરીમાં બિનોઇના મથમા પમરી રહયો છે, તેવા અમારા પ્રિય દોસ્ત **રૂસતીમ** ને, **માતા મધુરી યાને સંસારના સાગરની સુંદરી** નામનું પુસ્તક, અતિ પ્રેમ-હિત-વફાદારી અને દિલોજાની સાથે અર્પણ કરીયે છીયે

કર્તા-**હોમી, "હરમીસ"**

# ઉપકાર પત્ર.

જેટલી ખુશાલીથી, મ્હારી અદના કલમથી લખાયલું અને પ્રગટ થયલું એકવીસમું કૃત આજે, પ્રિય વાંચક ત્હારી નઝરમાં ધરૂં છું તેટલીજ ખુશાલીથી, જેઓએ, એવા પુસ્તકોને આશરો આપ્યો છે, તેઓનો અંતકરણથી આભાર ગાવું છું. સાદી સમજને, જરથોસ્તી મહજબનો ઝેન ધરાવતા ભલા નરો, અને નારીઓએ, આગલા પુસ્તકોને વાંચી, સાંભલી ખુશાલી જાહેર કરી છે, તે માટે, તેઓના આસરા અને ઉતેજનનો, સરો ચશ્મથી પિછાણુ નોધુ છું, અને ઉમેદ છે કે, આ **માતા મધુરિ યાને સંસારના સાગરની સુંદરી,** પણ હિત અને પ્રેમથીજ વંચાશે. એ ઉપરાંત, જેઓએ મ્હારા આગલા અને હાલના પુસ્તકો માટે બે બોલ, અને પ્રસતાવના લખી છે, તેઓનો પણ આ તકે લખીત આભાર માનું છું. આશા છે કે પ્રેમ ભાઇબંધો, મ્હારી અદના શકિતને હમેશ ધ્યાનમાં લેશે, યાને મનુષ્ય હમેશ, અધુરજ રહે છે. એકલી પુર્ણતા. પ્રવિનતા, તે માહા બાપ પાક અહુરાનેજ હોઇ શકે અને છે.

લાખોમાં તું એક છે—એકમાં દસ લાખ
તું આગળ ઓ મ્હા પિતા—હર ચિઝ છે ખાક
હર પળે તું નામથી—સૌ બને છે પાક
ન સંભારે જો અહુર—તો, તે બને છે ચાક-

ફરી એકવાર સર્વેનો આભાર માની રહીશ

સદા સેવક,

**“ હરમીસ.”**

રોજ સરોષ. માહ દેહ ૧૨૯૨. ય. ઝ.

# પેશ કલમ.

"The sweetest joy, the wildest woe is love,
The taint of earth, the odour of the skies, is in it."

કાવ્યની ઝમક માટે મી૦ હરમીસનાં રચેલાં ગાયનો કિંવા કવિતાઓમાં જે રસ અને ફેશન કાવ્યના પોશીંદાઓને માલુમ પડે છે, તેવીજ મોજ તેના વિષય સંગ્રહનું ટુંકું અને મધુર નામ જોઇને આનંદ થયા વિના રહેતો નથી. "માતા મધુરી"માં આ જાતિના અગ્રપદ વિષે ટુંકાણમાં ઘણું સમજાવી દીધેલું છે. માયા અને માયાળુપણાનો અથવા પ્રેમ અને પ્યારનો માય શબ્દ સાથે જોડાયલો સંબંધ પ્રત્યેક પ્રજાના સંબંધકર્તા શબ્દોમાં મળી આવે છે. મા-માય-માતા-માદર-મધર-મોદર-માવતર-મેદર-માદીર--માતર-માત્ર-માદ્રે-માતી-માત-માયર ઉત્યાદિ જૂદીજૂદી ભાષામાં અર્થસૂચક શબ્દો એકજ પ્રકારના અને મૂળ અર્થમાં એકજ રોશનીમાં કેમ બનવા પામ્યા હશે તેનો વીચાર કરતાં માતા જ મધુરી લાગે છે. પોતાની માતાનો પરસેવો પણ મધુર અને ખુશબો-દાર લાગે છે. જેણે કૂવામાંનું પાણી ચાળણી વડે બહાર કાઢી ચંપાનગરીના દરવાજા ઊપર છાંટતાં ત્રણે દરવાજાને માયા લાગવાથી આપોઆપ ઉઘડી ગયા હતા તે એક મધુરી માતાનો જ પ્રતાપ હતો. નારીની નિન્દા કરનારા ઘણાઓ હશે, પરન્તુ એક **માતા**ની નિન્દા કરનારો પુરૂષ ભાગ્યેજ નજર આવશે. પ્રેમ-ના પરાક્રમો દર્શાવવામાં અર્જુન જેવી, ગંભીરતા બતાવવામાં દરિયાના પટ જેવી, અશ્વિની કુમાર જેવાં રૂપની જણાતી ચંદ્રના જેવી શીતળતાવાળી, પોતાના બચ્ચાંના શત્રુઓ સામે જેવી જેવી કાળ જેવી ભયાનક પૃથ્વીના જેવી સહન-શીલતાવાળી, સૂરજના સરખી પ્રકાશિત, કોઈ પણ પુરૂષને જણાતી હશે તો તે એક મધુરી માતાજ છે. જે હઠથી "હુડિયલ-કાઠી" નામનું પક્ષી પોતાના પ્યારા માનેલા લાકડાંના એક ટુકડાંને મરતાં સુધી પોતાની પાંખમાંથી જેમ છોડતું નથી, તેજ પ્રમાણે એક પ્રિય માવતર પોતાની શીતળ છાયામાંથી પોતાનાં વ્હાલાં બાળકને છોડતી નથી. એક મરઘીને પણ પોતાનાં બચ્ચાં ઉપરનો પ્રેમ એટલો બધો કુદરતે તીવ્ર રચેલો છે, કે પોતાનાં પીલાંઓને છંછેડવા જતા પુરૂષના ડોળા પણ ઉડી ઉડીને ફોડી નાખવાંને તે મરઘી માતા તત્પર થઇ જાય

છે. નિમક વિનાનું ખાણું—ખાતર વિનાનું ખેતર—અને કંઠ વિનાનું જેવું ગાયન ઉજડ લાગે છે, તેવું મા વિનાનું જીવતર ફિક્કું લાગે છે. જે ઘરમાં એક માતા મધુરી હોતી નથી તે ઘર સ્મશાનનુંજ સ્વરૂપ જણાય છે. માંદા પડેલા કે મરવા પડેલા માણસને માતાનો હાથ આશીર્વાદ સમાન થઇ પડે છે, અને મરતાં મરતાં પણ એક મનુષ્ય માતાનોજ પોકાર કરે છે. મન ગમતી માય, જેના ભાગ્યમાં થાય, તેનો ભવ લૂખો ન જાય. પોતાની ઉત્પન્ન કરેલી પ્રજા ઉપર હકુમત ચલાવવાની લગામ કુદરતે માતાનાજ હાથમાં આપેલી છે. દૂધ ધવાડતી માતા પોતનાં થાનમાંનું દૂધ બાળકને ધવાડતી જોવામાં આવે ત્યારે અવલોકન એટલુંજ કરવું, કે તેણી પોતાનો પ્રેમ, મોહબ્બત, અને પોતાના સદગુણોજ તે બાળકના શરીરમાં રેડે છે.

યા માતા મમતા માયા, મા પરોક્ષ ક્ષરોપમાં;
તારો નો ગગનો રોતા, મક્ષ ગક્ષ ક્ષગ ક્ષમ.

માતા જે છે તેના જેવી બચ્ચાંને માટે મમતા ને માયાવાળી બીજી કોઇજ હોતી નથી. બચ્ચાંની હાજરીમાં શું, કે ગેર હાજરીમાં શું, પોતાનાં બચ્ચાંને હાની પહોંચાડનારાંને આસેપાસેથી ઘેરી લઇને માખીની પેઠે ડંખ મારવાને પણ તેણી ચુકતી નથી, અને વ્હાલાંઓની આસપાસ વિંટળાઇને તેમના સંરક્ષણ સારૂ હથિઆર ઉગામવાને પણ તેણી ડરનારી નથી. બચ્ચાંને વારંવાર ક્ષમા આપનારી તેના જેવી કોઇ હોતીજ નથી. એટલા માટે ઉપલી બે લીટિઓ એકમેકમાં કવિએ એવી રીતે ગુંથી લીધી છે, કે સવળી કે અવળી, આગળથી કે પાછળથી જયાંથી પણ બોલશું ત્યાંથી એક ને એકજ શબ્દો બોલાશે અને વંચાશે. ખેતરનું ઢાંકણુ વાડ, ને બાળકનું ઢાંકણુ તેની માતા. એકસો શિક્ષાગુરૂમાં માત્ર એક માતા જેવો ઉત્તમ ગુરૂ એકે હોતો નથી.

મી. હરમીસની "માતા મધુરી"માં ઉપલી સર્વ વાતોનું ટુંકમાં ઉત્તમ રીતે પ્રતિપાદન કરેલું છે. કાવ્યમાં આ વિષય બહુ મનહર લાગે છે. આવાં સુંદર પુસ્તકો રચવા માટે મ્હારા મિત્ર મી૰ હરમીસને હું અંતઃકરણથી મુબારકબાદી આપું છું.

નવસારી.
તા૰ ૨૭ જાનેવારી ૧૯૨૩.

સેવક,
શો. મ. દેશાઇ.

પાક અહુરા !

# કર્તાના બે બોલ.

પ્રિય વાંચક, આ એકવીસમું પુસ્તક ત્હારા નમનમાં ધરતા, કાઇ અજબ હોંસ ઉછળે છે. કલમમાં ભારે વિજલીક જોશ ઉભરે છે. આ પુસ્તક, જે માતા મધુરી યાને **સંસારના સાગરની સુંદરીના** નામે બહાર પાડયું છે, તે લખતાં. શું ભોગવ્યું નથી, તે માટે ખેદ નથી, પણ શું ભોગ્યું છે, તે માટે હાથ જોડી મ્હારા અહુરામઝદાનો હમેશ ગુણ ગાઈશ, કારણ કે, તે સઘળુ વેઠવા અને જોવાં, મ્હને સબુરી તે પાક દાદારેજ આપી હતી, અને આપશે. જેવો ભોગવવા પડે છે, તેવોજ સાંસ નવા હર્ષ ઉભરે છે નવું જ્ઞાન પ્રાપ્ત થાય છે, અને થશે.

આ પુસ્તકમાં પાત્રકો ભજવનારાઓ, તે નારીના ચાર રૂપો છે પરંતુ, તે રૂપો, જે અખંડ કામના છે, તે ફકત મરદ રૂપ જીવ આત્મા માટેજ છે.

**નજરે બે, પણ જીવ આત્માએ એકજ**

નર અને નારી બોલતા, બે જુદા ભાવો દેખાશે, બે જાતી જણાશે, પરંતુ, જગતના ચલણમાં, તેઓ એક વનસ્પતિની બે જુદી વાનીઓ છે. આકારમાં બે જુદાં છે, પણ છેક ઉંડાણમાં ખ્યાલ કરશો, તો, એકજ જીવના બે મોહક ચોકઠાં છે. એજ તે મ્હાન બાપની મ્હાન કળા છે. સંસાર સાગર ઉપર, જીવ આત્માને ભારે અનુભવ આપવાં તે નાથ મહા બાપ, અહુરામઝદા, પ્રભુ, હરીજીએ, પોતાની પિછાન કરાવવા આ સામસામી અસરના, બે જુસ્સાદાર પ્રિતના પુતલાંજ ઘડયાં છે. પરંતું પુતલા માફકજ રાખી મેલતે, તો, જીવનમાં, આ હોંસમાં, એ ઉલટ કયાંથી થતે ? તે માટેજ ત્યાં, જીવ આપી સુખની સાંકળ, યા, દુખની જંજાલ જોગવતી કરી છે. એ જંજાલની જોગવણી ખાતર મરદ રૂપને નારીની મોટી નવાજેશ કરી છે, જેનુ પહેલું રૂપ તે મરદ આત્માને ત્યાંનો જન્મ છે, તે જન્મ પછી કદાપિ ત્યાં બ્હેન હોય છે, અને આગળ વધતા યુવાન વયે (માતાના ઉપદેશોનો પાકો અભિયાસ કરી યા તેણીની ગેરહાજરીના કડવા ફળો ચાખી રહી) સાથીની શોધમાં પત્નિનો સિંગાર શોધી લીયે છે. એમ સાથીને શોધવા પછી, પોતાનો સંસાર સમય શરૂ થયલો જોઈ, પોતાને ત્યાં પોતે, યા, દિકરીને જન્મતાં જોઇ હરખાય છે, તેજ વેળા સ્ત્રીના ચારૂ રૂપો જોઇ વળે છે.

## આત્માને ઉંચ જ્ઞાન આપતી ચાર કળાવંત કળીઓ

આત્માને ભાન આપનાર પ્રથમ વ્હાલી મયાળી માતા, હોય છે, ત્યાંથીજ તે મયા દયા ધર્મ સબુરી શિખે છે. જન્મતા માતાનુજ મોઢું જોઇ હરખાય છે. ગુણી માતા, જન્મેલા નાના બાળકનો ગમે એવો ચહેરો હોવાં છતા મળકાય છે. પોતે પોતાનો હર્ષભાવ આંખો અને મોંઢામાં પ્રગટ કરી, તે બાળકને મળકાવે છે, હસાવે છે, અને સુખ દાંએ છે, જેના પાઠો, આગળ ચાલતા જોશો. કદાપિ બહેન હોય છે, તો તે, સંસારમાં પાર ઉતારવા કઇક ટેકા સમાન મદદ આપે છે, અને યુવાન વયે જયારે પત્નિના પ્રિતના પાઠ ભણવા સંસારના સાગરમાં ડુબકી મારે છે, ત્યાંજ તે પાણીમાં અમૃત છે, યા, ઝેર જળ છે તેની પહેલીજ ડુબકીમાં કળ જોઈ બળે છે.

## કળીઓનો પમરાટ

મરદ માટે, માતાના ગમે એવા મધુર વાના પિરસવામાં આવ્યા હોય, જે ઘણા ઉપયોગી છે પણ પત્નિથીજ, તેના ભવનો ઉગાર થાય છે. માતાનો મધરસ પીધો છે જેમાં, સ્વચ્છ પ્રેમનો ભાખ જડયો છે, પરંતુ પત્નિ પ્રિતમા, તે હરિ મેળવી લેવાની જીત મેળવે છે, અને, તે ખરૂં છે. ભાગ્ય અને અભાગ્ય સમય, જ્યાંજ તે સાંપડે છે, આગળાં અને પાછળાં યુગ અને ભાવનો ઉપદેશ, તેને જયાંજ થતો સંભળાય છે. સુખમાં, તે આત્મા સુખીજ હોય, કારણ કે પત્નિમાં પ્રિત જોઇ જીત્યો-પણ અપ્રિત ભાવમાં, જીવતું દોઝખ યાદ કરે છે. ધન હોવા છતા કંગાળ, કારણ કે પ્રિતના ચિતમાં ભુંડાપો મલવાથી તે સુનો બને છે, શું કરવા શું કરી દીયે છે, અને ઘણીક વેળા ગબડતોજ ચાલ્યો જાયે છે, ત્યાં માતાના જે ઉત્તમ ઉપદેશો, હૈડામાં સમાવ્યા હોય, તો બચે છે, અને તે, બચાવમાં તેણીના આપેલા પાઠમાં, સંતોષ અને ધીરજની તાલીમ, તેની પડખે આવે છે.

## મધુર મિલાપનો મધરસ મિઠાસ

સારાં બીજ, સારી જમીનમાં વાવણી કરવાથી, સારા ખાતરથી સારા ફળો આવે ! સુંદર વાજીંત્ર, સુંદર તારો, અને સુંદર મિલાપ હોવાથી સુંદર શાસ્ત્ર વજાડનાર સુંદર સરોદ કાઢે. શુરો શુરવીર, તેજ શસ્ત્રો અને તેજ ઘોડા ઉપર, અદભુત કામ કરી શકે, તેમ, સુંદર રૂપવંતી, સુંદર સાથી સાથે ઘણાજ થોડા સમયમાં, ભવ પાર તરી શકે, એ અમુલ્ય વાત છે. (હવાં વાંચો હરમીસની મોહન મહાલ યાને સંસાર કે સ્વપ્ન સિંગાર વાર્તા)

## સાચાં પ્રિતનો ઉમંગી હોંશ

એવા ઉત્તમ પ્રસંગનો રંગ કેમ સ્થપાય? એવી ઉત્તમ કલ્પીને વહેલી આગળ કેમ વધારી શકાય? જગમાં, સ્વર્ગ જેવો મામલો કેમ પાંથરી શકાય? જગમાં ધર્મની બલિહારીની હારમાળા કેમ ઉભરી શકે? એવા સ્વાલોના જવાબમાં, એકજ જવાબ છે, તે એજ કે સાચ્ચું પ્રિત હોવું જોઈએ! એ પેદા કરવામાં, સધવાઓની ઉંચી ફરજમાં, લગ્ન વેળાનો સમય, ઘણાજ ઉંડા વિચારથી ગોઠવાવો જોઇએ. દુન્યામાં જે કુંડાં રંગો દેખાય છે, તેનો એકલોજ કારણ કે તે, આંખ વીચીને ગોઠવણ કરી દીધેલા, મતલબ્યા લગ્ન વહેવારનાં જોડાંણો છે. લગ્નમાં, ફકત બે જીવો જોડાય છે એટલુંજ નહીં, પણ, દુન્યાની ગુચવણ ભરી સાંકળમાં, એક ગાંઠ વધુ ઉમેરાય છે. અને તેથી વધું ગુચવણ નહી થતાં, વણાટમાં સરળતા લાવવાથી, જગતના તારમાં સુંદર ઉમેરો કરી શકાય.

માણસનો આત્મા સ્વતંત્ર છે, પણ સંસારે, તેના ઉપર કાયદાની બારી રાખી છે. તે બારી ઉઘાડ ઘાંક થતી હોવી જોઇએ. આંગળુ, બારણામાં આવી ગયું હોય, તો સામો માણસ તે ચિપતાવી દે, એ કેવો દોષ કહેવાય! પગમાં કોદાળી લાગી, થયેલા ઘા ઉપર થંડકનો મલમ મેળવવા બદલે અગ્નિ આપતો પદાર્થ કેમ સેહવાય? પણ એવા ઇલાજોની ગેર હાજરીમાં, માણસ બે બાખરો પોતાના જીવને સુખ આપવા, યા હોમ, કાઈને કાઈમાં સુખ મેલવવા દેડતો જાયે છે, અને તેમાં તણાઇ ભવને બિગાડે છે, જેમ થવા, આ વહેવારૂ કાયદાની બંધ બારી કામ લાગી છે.

## કડી જો જડી નથી તો સંસાર નિર્મૂળ છે.

સુખનો સમય ખ્યાલી બે જીવોને જોડયા અને પ્રસંગમાં ઢગ જુંદા બન્યા માટેજ તે જીવોને દુખજ આપવા? મરતા માણસે, પાણી માંગ્યું તે એવા પાસે માંગ્યું જે તેની જીંદગીનો દુશમન હતો, તે દુશમનાઈ મરણ કાંઠેના માણસ સાથે જાળવવામાં, તે શું મરદાઇ સમજે છે? આ બધુએ બને છે, અને બનશે, પરંતુ, આપણે જીવ આત્માને ઉંચાણ લઈ જવામાં કેમ ફાવીશું તે સૌ કાઈ પોતાની મતિ ઉપરથી મત બાંધી લેશે.

એક શું કહે છે, અને બીજો શું કરે છે. એ માટે થોભવું નથી, પણ એ સુખ દુખ ભોગવી, વનસ્પતિની એક વાની, ફાની થાય છે યા હાનિમાં જાય છે

જે હાનિ કરતી વાની, તે માહેથી એક હોય છે. મરદને હિતથી, પોતાના અધાં ભાગને જીતવાનું છે, તે જીત મેળવવા, તેને યોગ્ય સાધણો જોઇએ તે, માતા, બ્હેન, પતિન અને દિકરી છે. જેમ તેઓ ગુણીમા તેમ વૈભવ સુખાલ જેમ, ત્યાં કચાસ, તેમ, તે આત્મા નિરાશીમાં ડુંબી પણ જાય એમાં સંદેહ નથીજ. પરંતુ કોઈ તરી આવે છે, તે સંતોષ, ધર્મ, અને ધીરજના રૂડા પાઠોથી તરી જાય છે. ચિંતાને, પગ તળે દાબે છે, હોસને ઉંચ ફ્રવધી માટે જાગૃણ દીયે છે. અને સાથીની મદદ વિના. બન્નેનું કામ એકેલોજ કરતો આગળ વધે છે.

## માતાં, તે ડહાપણનો દોસ્ત છે

માતા અભણ હોય છે, પરંતું, ડહાપણનો દરવાજો, તેણીના હૈડામાં, સદા ઉંઘાડો રહયો છે, ત્યાંથી ડહાપણ મેળવશુંજ, બહેન કાઇવાર સ્વાર્થી હોય છે, તો પણ ત્યાંથી મયા તો મેળવશુંજ, કારણ તેણી એક નારી છે. દિકરી ગમે રૂસાય છે, તો પણ દયા તેણીના દિલમા છિપેલી છે તે દાઝ કરશેજ, પણ પતિમાં પ્રિત છે, અને પ્રિત તેજ પાક દાદાર અહુરા છે. જો પ્રિત સુકાયું, તો દાદાર સાથ, હરી સાથ, પ્રભુ સાથ ગાંઠ કેમ ગુંઠાશે? હયાંજ ભવનું ભણતર, યા, જીવતરનું રખડવું થાયે છે?

નેક અને ગુણી જીવ, માતાને મમતામાં મઢે છે, બહેનની બાજુમાં ખડો રહે છે. દિકરી તરફ દિલાવર દિલે, દયા કરતો દાઝતો રહે છે, અને પતિ પ્રિતમાં મ્હાબાપનું મુંખ જોવા આતુર થાય છે.

## સરળ સાથમાં સુખનો સાગર

માતા નથી તો દયાળો જીવ મુંઝાય છે, પણ માતાને સ્વર્ગની શાંન્તિ, સદા ચાહે છે. બહેન નથી તો, પ્રભુનેજ યાદ કરી મુંગો દમ ભરે છે. દિકરી હોય તો સદા હરખાય છે અને ગઇ તો, દિલથી દાઝતો ડુસકે ડુસકે રડી ભવને મરણ સુધી શરણ થાય છે, પ્રિતની પતિન હોય અને ગઈ તો, તેણીની પાછળ સ્વચ્છ પ્રિતનુંજ પુંજન કરી, પ્રાણ જાયે ત્યાં સુધી તેણીને હૈડામાં રાખી, તે જહાન તેની સાથે મેલાપ ચાહે છે, અને અપ્રિતની ગતિ હોય છે તો, એકલોજ સબુરીમાં સંકટને કસ માની, જીવતની કસોટિમાં રસ લીયે છે, પણ જયાં ચારે ભાત નથી, ત્યાં ઉંચી નિચી, ફ્રવધી ઉપરજ, તેના જીવનનો આધાર રહે છે, અને તેવા જીવોને સરળ રસ્તો સુજ પડે એમ અમો ચાહીશુ જગની

દરકાર ન કરતાં, જીવની દરકાર કરી અહુરાને ગલવા ભાન રાખે છે, તે જગની જીભલીને ઝાંખી જોશે નહી, કારણ કે, આજના જમાનાગાં, બીજાઓ કેમ દુખ ખમે છે, તેનીજ સૌને યાદી હોતીજ નથી. સુખીઓ સુખજ લેવા આવ્યા હોય. એમ માને છે, અને તેઓ એકલાજ હોઇ શકે એમ જાણે છે. પરંતુ અમે કહીશું, કે દુન્યાની દૌલત ખોહી તકલીંડા માન તજી દે અને તે બદલે જીવ આત્માને, પેલે ભવ અમ્મર સુખ મળે ! એ સારૂ, અને નહી કે, પૈસો મેલવતા, આત્માને સદા બરબાદ કરવો ! પૈસાને ખાતર મન મોટું દેખાડી સુખનો સાહયો પહેર્યો છે, એમ મનાવવું, એથી કાંઇ બ્રહમાંડ અંજાઇ રહેશે, એ ભુલજ છે.

## ઉલટ ગતિના ભાવ

જગમાં દેખાતાં સાવકી માતાના સંકટો, તે અપ્રિત ભાવનો ભંડાર છે જગતમા ચાલતા, હઝારો ન ખમાઇ શકાય, ન જોવાઇ શકાય એવાં હાલનો મુળ પાયો ઘરનું દુખ, યાને અપ્રિતની માઠી અસર છે. બાળકોને તરછોડી, પરાયા જીવપર મરાયા જાયે છે, તેનો પ્રથમ પાયો, તે અપ્રિત પત્નિનો સાથ છે. બચ્ચાંઓ તરફ બેદરકારી તે કાંઈજ નહી પણ અપ્રિત ભવનો બીન આકર્ષીત હાલ છે. જગતમાં જે હાલ ધોરણ ચાલે છે, તે ધોરણમાં જે કાંઇ ખામીઓ હોય તે સુધારવા ગમે એ કોશેશ કરશો, તેના કરતા, લગન ભાવના જોડાણમાં સાચ્ચા પ્રિતની રીત સજીવન કરવાથી જગત જુદીજ પંકિત ઉપર આવશે. ઘરની પ્રિયાનું આકર્ષણ ગયું, કે પતિની મતિને સાચવવી કઠણ છે, પછી ભલે મતલબ્યા ભાવમાં ભમતા, એમ કહેતાં હોય કે તેઓ સુખના સેવકો છે !

## માબાપની નેમ

પ્રથમમાં માબાપની ઉચ ગતિની ઉંચ મતિ બાળકોમાં પેવશ થવી જોઇએ કારણ તેવી પ્રિતનો ઉચ્ચો હાલ, બાળકના મન ઉપર બાળપણથીજ ઘડાય છે. અને તેવા પ્રિતના બીજ લઈ ઉછરેલાં બાળકો, માત પિતાના હિતને કાજેજ જગતની મોહમા મસ્ત થતા બચી જાયે છે. માતા પોતે પિતા તરફ હલકા ભાવ, હલકી વાની પિરસે, ત્યાં બાળકોની નસમાં, ઉંચી મનસ્નીનો રૂડો કસ ક્યાંથી હોય ? બાપને, જ્યારે માતા તરફ અનગમો દેખાતો ચાલ્યો જાય, ત્યારે બાળકો કેમ એખલાસનો શિક્ષણ લીયે ? એવાં હઝારો કઢંગા હાલો, જગમાં બેતાલ પડયાં છે, અને તે અપ્રિતના જોડાણથી છે. આપણે તે નિચે લખેલા

દોહરા ઉપરથી ફરી તપાશીશું. બાપ પાછળ, માતા, અને માતા પાછળ પિતાની શંકાની અને અપ્રિત ભાવની દોરી તપાસતું બાળક, ઉંચ ભાન લઇ શકે ?

## દોહરા

## નારી વિના સુખ ક્યાં !

સંસારે જો સુખ ગમે-તે નારીથી હોય—નારી વીના આ જગે-સુખ મળે ના કોય
ઉછળો ભલે આભ પર-ગજ પર બેઠા હોય—ભલે તમારી પાસમાં-હજાર સિપાઇ હોય
ગળે જડી જે કંઠડી-હિરા જડિત તે હો—નારી વીના આ જગે-સુખ મળે ના કોય
ઠાઠ માઠ ને ભાવની-કશી વાન ના હોય—માલ મતા ને આંટની-પાર કશી ના હોય
તૌર તૌર ને હારની—વાણુ જરી ના હોય—નારી વીના આ જગે-સુખ મળે ના કોય
હોજે બેઠાં ગેલમાં-પક્ષી તરતાં હોય—ત્હારા આશ્રમ સ્થાનમાં-તું બેઠો તે જોય
આસપાસની તાજગી-રાહત દેતી હોય—નારી વીના આ જગે-સુખ મળે ના કોય
લુંટીને ધનવાન થઇ—મળકી બેઠો હોય—પાંચાનું પાચણ કરી-છળકી બેઠો હોય
મસ્તીમાં મોટાઈ લઇ-મળકી જોતો હોય—ઘરની ભુંડી નારથી-આખર બેસી રોય
ઘરના સુખને રાખવા-કષ્ટ ઘણું બી જોય—પ્રિતે જીતજે નારને-લાખ દુખ શીર હોય
જીતી લેવા જો કદી-સઘળું જાતું હોય—મેળવ નારી પ્રિતથી-પછી ઘણું સુખ જોય
પ્રિત હીતને પ્રેમથી-સંસારે સુખ લેય—ભુંડી હોય નાર તુંજ-હરી સુખના જોય !

આ સંસારમાં પેદા થવાનું મુળ કારણજ, પત્નિ અને પતિ, પ્રિતમાં પ્રચલ થાય, જે પછી રૂડા વૈભવ કહો, કે, હવે પછીના સ્વર્ગના સિંગાર કહો, પરંતુ, જેવી હાલત પ્રિતની શરૂ થઇ કે, ગરીબાઈ, યા તવંગરી, તેવા જોડાં માટે એકજ છે. એટલુંજ કે ગરીબાઇમાં, સંપ સમાલી સાથે બેસી સાદુ ખાઇ પી જીંદગી ગુજારે છે, અને તવંગરી હોય છે, તો સગા સ્નેહીને પણ જોતા અને, તેઓના સુખ અર્થે ખરચવા તાતપર હોય છે. એવા સ્નેહિઓના બાળકો મધુરી માતાશ્રી તરફથી મયા, દયા, ધર્મ, અને ધીરજ જેવા ગુણો મેળવે છે, જ્યારે પિતાશ્રી તરફથી, વફાદારી, હિમ્મત, ઉદ્યોગ, પ્રમાણિકપણું, અને તાબેદારીનો વારસો હાસેલ કરે છે. પાક અહુરા, અલ્લાહ, પ્રભુ આવા જોડાં સર્વ ઠેકાણે વ્યાપતાં કરે, અને જગત સ્વર્ગના સિંગારમાં સજ થઈ, રજ રજમાં સુખનો સૌંદર્ય પાંથરે-ત્થાસ્તુ.

છેલ્લા આપણે સંસારની સીઢી ઉપર, સુખ અને દુખના કેવાં કેમ અને ક્યારે અનુભવ થાય છે, તેની કરૂણારસિક વાણી સંગીતમાં સમાવીશું

## ભૈરવી.

સંસારમાં પ્રીતિ સમાન—સુખ નહિં ખરે-રૂડી સ્થિતિ જ્યાં જડે
સંસારમાં અપ્રીતિ જાણ—દુખ હે ખરે-કુંડી રીત જ્યાં મળે=
ફાંસાંમાં ફસાઇ જેમ—જીવડું તરફડે-આખર પારધી હાથ મરે
લગ્નના ફરારમાં છુટકો ન જડે—રીંબી રીંબી જીવ જળે=
સંતાપની સિમા-રે દ્રષ્ટિ નહી પડે-નિસાસ દિલ પડે
સગાં સૌ સુખના બહુ-પડખે ના ફરે-દુખ સામુ ઐાર ભરે
સુખવાસી સુવાસની-ધારી ફુલવાડી-થઈ કંટાળની ઝાડી
રજ માત્ર જે નિરખ્યું દુખ-ધીમે થઇ રહી પહાડી જીમે જોતની નાડી.
પોતીકા પરાયા સમ-લાગેરે કઠોર-કરે શોહોરને બકોર
ચેતી સમજી ફ્યાના હ્યો-આ રીવાજનો છે દોર ભુલે બનશો નારે ચોર=
પ્રેમ તણા જયાં દેવત જાગ્યા—સંકટ શ્રાપ સૌ રહેશે જાતા
દુખે સુખ ચાહવા લાગ્યા-ઐકય ચિત્તમાં ગાવા લાગ્યા=સંસાર

શિકારીના હાથમાં સાંપડેલું જાનવર, તેનાથી તરતજ પ્રાણ ખોહી છુટકો મેળવશે, પરંતુ, મનુષ્ય કાયદામાં સપડાયલું મનુષ્ય પ્રાણી, છુટકો લેવા હજાર ફાંફાં મારશે, પણ સામુ પોતાના અંગ ઉપર દુખનાજ ઢંગ લાવશે. પછી ભલે તેમાં પાપના શ્રાપ માને, યા શ્રાપના પાપ માને યા મતલબ્યા કાયદાની થાપ માને પુનર ભવ માને કીવા કરણિના ફળ માની ભરણી ગણે ! પરંતુ સંસારના બજારમાં નારીથી સુખ પામી સ્વર્ગ જોય, યા દુખની દાબમાં સપડાતા, સંસારને અંગાર ખમતાં બહારના મોહમાં તણાય, યા ગમ અને શ્રમ ખમી મુંગે મોઢે પાક અહુરાને મલવા જાય, ત્યાં સુધી પોતાના માર્ગે બેદેહસ્ત એકલો ચાલ્યો જાય. નારીની ચાર દ્રષ્ટિની ચાર દિશામાં દિક્ષા મેળવી આગળ વધવુંજ છે, એમ પ્રાણનો આધાર સમજવો, એટલુંજ કે સંસારના પ્રિતમાન સાથીની મદદ સાથ, રસ્તો સરળ થાય છે, અને અપ્રિત ભાવથી એકલાને સુ માર્ગે ચાલવા ઘણાજ કષ્ટો વેઠવાં છે. જેમ દુખ વધારે, તેમ જીવ આત્માને લડત પણ ભારે અને તે સામે તકકર જીલી આગળ વધે, તો આખર તે પોહોંચશે દાદાર દાદગરનાજ દવારે। જગતની કળમાં, બધા જીવો એકમેકથી જોડાયલાંજ છે, કોઈ કોઇથી અલગ

રહી શકે નહી, દરેકમાં વીટલાયલાજ રહે છે, અને રહેશે જેથી એહનું દુખ, તેજ આપણું છે, બીજાનું સુખ તેજ આપણું છે, જેવો જુદા જોય છે, તેઓની દ્રષ્ટિ મનુષ્ય હોવા છતાં ટુંકુંજ જોઈ શકે છે.

**છેવટ**—આ પુસ્તક સાત વર્ષે હાર પડયું, અને તેમાં સમાવેલા ઉંચા તારો તૈયાર કરવા-અને તેના કલમ ચિતારો દોરવા, તે દાદારે શકિત આપી, તેની ભકિત અ:ના બોલોમાં પ્રિય વાંચક હું ત્હારી સનમુખ ગાઈશ. તે મહાબાપ મ્હાત્માની પાક દાદાર અહુરા મઝદાના કવિઓના કવિરાજ સ્પિતામા જરથુસ્ત્રાના આચરણ પર ચાલવાની મ્હારી શકિત વધે, જે સારૂ સુજ પડયું છે. તે તેજ પવિત્ર, અને આવા પયગમબરથીજ છે. ભલા ભાઈઓએ, અને ભલા બહેનીઓ, ગમે એ મોજ કરજો પરંતુ હમેશ, મઝહા મહજબના દેખાડનાર પાક સ્પિતમાનને યાદ કરી દાદારને પોહોચજો ! માતાને નમજો. બહેનની બરદાશ કરજો, દિકરીને દયા દેખાડજો, પતિથી પુંજાજો, અને વફાદાર રહેજો અને સુખ પામજો !

પાક અહુરા

# માતા મધુરી

યા

# સંસારના સાગરની સુંદરી.

પ્રિય વાંચક, આ માતા મધુરી—યા—નેક નારી—નામનું મધુરૂં પુસ્તક ત્હારી આગળ ધરતાં, તે વિષયને દર્શાવતાં, તે વિષયના સ્થાનો, ત્હારી સનમુખ ધરૂં છું. આ વિષયમાં, ભાગ ભજવતાં પાત્રકારોમાં, માતા મધુરી—દિકરી દયાળી—ભોળકણી બેહની, પ્રિતની પત્નિ, સ્થાનો લીયે છે, કે જેઓના સ્થાનોનો વારસો તેમના કાર્યો ક્રમે કર્યો છે. માતા મધુરીનું સ્થાન, તે મ્હારા હૃદયની નિચાણમાં રહ્યું છે, દિકરી દયાળીનું દેવાલ્ય, તે મ્હારા મનની મુર્તીમાં મઢાયું છે, ભોળકણી બેહનનું સ્થાન, મ્હારા સામર્થમા સાંધ્યું છે, જ્યારે પ્રિતની પત્નિનું પદ, મ્હારા પ્રાણાધાર ગણ્યું છે, પરંતુ, તે સઘળા વિન, આજે આ જીવ નિરઆધાર રહયો છે.

જન્મ લેતાં જીવનો આધાર, સંસાર કાજે, આ ચારે મનમોહન મયાળી પ્રતીમા થયો છે. જન્મ લેતા વ્હાલા જીવને ઉગારનાર, પ્રભુ, અલ્લાહ, પાક અહુરામઝદા છે, પરંતુ, આ ચાર સુંદરીઓ, સંસારના સુખના સાગર પર ઉજવળ કરતા ચાર ઉંચા ભાવોના આશિર્વાદ છે, જેઓ જો જીવ માટે નજ હોય, તો શું થાય, તેનું વર્ણન હવે પછી આવશે. ઉત્તમ વાણા ભરેલા પકવાનમાં મીઠું નથી, તો પકવાનના હાલ શા થાય છે? નિર્ભય વીરને તેજ શસ્ત્ર નથી, તો વીર ઉપર નખોજા તીર લાગે તેમાં દોષ કયાં? ઉંચા ભણતરમાં, પ્રભુ તરફના ચોખ્ખા સ્વાસ વિના, ભણતરમા મર્મ શો છે? ઉંચાં જ્ઞાનમાં, વર્તણુની કચાશ હોય તો જ્ઞાનનો સાગર કેવળ ફીકકો ફચ્ચ રહેશે. પેદા થતા દરેક જીવને, બીજાથી

રક્ષણની જરૂરજ હોય છે, અને જ્યાં, તે બધેબધથી આવતા હોય, છતાં તે જીવ સ્થુળ ભાવમાં પડી સબડે, એમાં કોઇ શું કરશે ? પરંતુ, જ્યારે, તેવાં સાધનો નજ હોય તો, જીવની દશા કેમ આગળ વધતી હોય, તે તો પડે તેને જડે !

સંસાર, કેવળ મધુરો છે કે ધતુરો, રૂડો છે કે ભુંડો, ખાડો છે કે જાડો, સુખાલ છે કે દુખાલ, એ હાલ તપાસવા બેશીશું નહીજ, પણ તે જેવો છે, તેવોજ આપણને યોગ્ય રીતે વેડવો પડશે. એવી વેઠમાંજ જીવ આત્માની હુંડી પિછાણ્ય છે. સંસારની કડી કેવી બારીક છે, પરંતુ જ્યાં તે આડી અવળી બને છે, ત્યાં મનુષ્યના મતલબી કાયદાઓએ કેવી જાડી બનાવી દીધી છે, એજ માત્ર કોઇને સુજતું નથી, કારણકે, મનુષ્ય કાયદા બનાવનારાઓ કાયદાના ફાયદા જોવા કરતાં, બીજાને પોતાના કરતા નવા વૈભવ મળી જાય, તેની અકળામણમાં ન્યાય કરવાથી વેગળા તણાઇ ગયા છે જેમકે, માતા હોય છે, પણ બે જાતની. એક સગી અને બીજી સાવકી ! પહેલાથી જે વૈભવ, તે બીજીથી કદી મળશે ? ને મળ્યો તો લાખમાએ કદાપિ એક ! દિકરી પણ બે વિચારની હોય છે, એક પોતાના પતિનુંજ ઘર ભરવા ચાહતી રહેછે, બીજી, તે ઘર ભરવા આગમજ માતા અને પિતાને સહાય છાતીમાં કોતરી દીયે છે, પોતાના ઉંચ વૈભવમાં, ભાગ આપી પોતાના ઉપર થયલી પ્રેમ મમતાની બાજી તાજી કરી, પોતે માત સ્થાનમાં જવા માટે દિપી રહે છે. બેહેન પણ બે જાતની છે, જેણી પણ ભાઇથી હંમેશ આશાવંત રહેછે, કોઇ વાર વ્હાલ દ્રષ્ટિત કરેછે, અને કોઈ પ્રસંગ એવા હોય છે, કે એમા મહારૂ શુ ચાલે એવા શબ્દોમાંજ પતાવી દીયે છે. પતિ પણ બે જાતની છે તેનું ટુંક વર્ણન એ છે કે, પ્રિતની અને અપ્રિતની છે.

સંસાર દરેકને માટે, એક આડો પહાડ છે, અને તેટલા, જીવ આત્માંએ પોતાના હાડને દ્રઢ રાખી ન્યાય અને નીતિ ઉપર ચાલવાની ટેવ પાડવી જોઇએ છીયે, જે ટેવ પાડવાનો સહલ અને સહેલો રસ્તો, આ ઉપર વર્ણન કરેલી મધુરી મહિલાઓથી બની શકેછે. સંસારમાં સુખ કીવાં દુખ હોય છેજ, પણ તે છતાં ભયભીત મહાસાગર ઉપર જેમ નાખોદો હોડી ચલાવે છે, તેમ આપણા સંસારના સુખ દુખના સાગર ઉપર આપણા જીવની ગાગરને ધીરજ અને ખંત

સાથે ચલાવવામાંજ સંસાર પાર કરવાનો કિનારો, અને ત્યાર પછી ત્યા ભોગવવામાં આવતો મનોહર મિનારો મળશેજ. આ મિનારો, તે કાંઇજ નહી પણ ઉત્તમ પ્રિત અને ચિત્ત ભાલવી, રૂડી જીંદગી ભોગવવા પછીની શાન્તિ વાળી ફળ છે. માટે સંસાર જો માનો, તો સુંવાળો છે, અને ત્યાની વિપત્ત ને દુખમાંજ દેખ્યા કરશો તો, ખરેજ, તે ઉનાળા સમાનજ ઉતપાત દેશે, ઉકળાટ લેશે પછી જેવો હોય તેવો, પરંતુ તેને સમજી લેવામાંજ મનને ખિલવવા જરૂરજ છે, જેમા ઉંચો ભાગ ભજવી આપનાર, આપણા વિષયની ચાર ગુણવંતી નારીઓ છે.

હયાં આપણે એક કવેત યાદ આવતા, તે ટપકાવી દેશું, અને તે ઉપર મનન કરવા પ્રસંગ હાજલ પાડીશું.

ખરે માનો, યા ન માનો—ખરે સંસાર સારો છે.
ખરા ગુણે નિભાવોને—જીવનનો તેમાં ચારો છે.
ભલે કષ્ટિ કદિ આવે—ભલે લાગે તે ખારો છે.
નિરાશીમાં અરે તાવે—સબુરીમાં, તે પ્યારો છે.
ભલે સંકટ દીસે તમને—ભલે સમજો કે મારો છે.
દુખોના વાદળા પાછળ—છુપેલો તે તો તારો છે.
ભલે તેં માગ્યું મનમાં—ત્યાં કોનો, ન જારો છે.
વિપત્તિ જો નહિ સમજે—કશો કોનો શો ચારો છે?
નિરાશીત, દુખને જોતો—અરે બેઠો, તો ભારો છે,
ખરે ચિંતાજ એવી છે—કે સુખે, જીવ અકારો છે.
મગન રહેવું બીજાને જોઇ—ન ત્યાં જીવ અકારો છે.
બીજાને જોઇને બળવું—શુ, જગમાં એ વારો છે?
વળી પાળો, ખરો સંસાર—સુખનો તેજ કયારો છે.
પછી તેમાં ટકાવો યોગ—પ્રભુને તેજ પ્યારો છે.

આવી વિચાર વાણીથી જરૂરજ મનમાં કાઇ વિચાર ઉભાંજ થશે, કે ખિન્નતા આવવાથી, આપણો રસ્તો સહેલ કરવા જતાં, વધારે ગુચવણ ભર્યો કરી મેલીશું માટે, મનુષ્ય જોકે કાંઇ દેવતા તો નથીજ, પરંતુ દેવતાઓના પાઠો યાદ રાખી

આલવાથી દુખના કાંટા ભાગવામાં ઘણીક મદદો મળશે, જે મદદનો મોટો ભાગ, વ્હાલી માતાથી, કદાપિ હિયાળી દિકરી હોય તો, ત્યાંથી, તેમજ બહેનથી, યા, પતિથી મળશે. આ પતિ, વહેવારમાં એક જુદોજ જીવ કહેવાય છે, પરંતુ, તે, ધણીના જીવનો, એક ભાગજ છે, અને, તે બન્નેમાં દુખનો આગ, ચાલુજ રહેલો હોય, તો યાદજ રાખવું, કે વહેવારથી સોંપાયલો તેમજ ગોઠવાયલો આ અરધો ભાગ દૈવજોગે કાઇ જુદાજ સાંધાંનો, આવી પડયો હોય, તેટલા માટે બંધબેસ્તો થતો નથી, પછી ત્યાંથી ઉચો લાગ અને ભાગ ભજવાઇ શકાતો નથી, શકયો નથી, અને ભાગ ભજવાશે પણ નહી. જેમકે

**દોહરા.**

માતાની સુપાસમાં—છે હરીયાળો બાગ
લાગ ભાગનો થાગ ત્યાં—ના રહે અગ્નિ આગ ।
શીતળ કેવો છાંયડો—મધરસ છે સુવાસ
વીન માતાના લાડનો—કશો ન મળશે આશ=

**મ્હારી મયાલી મતા,** બોલતા, મુંખમા રસ કેવો મીઠો માગે છે ! માતાની પાસથી, જીવનના કામની આશ, કેવી મોકળાશ આપે છે ! અમે વ્હાલી માતા, યાને, નારીનું ચરિત્ર ચિતારશું, અને વ્હાલા ભાઇ બહેનો આગળ નમને ધરશું—પ્રભુના હેતની બનાવેલી, આ મધુર કળી, દરેક કામમાં કેવી ગળી લાગે છે, કેવા દ્વાર અને દરવાજા શોભાવે છે ! પ્રભુના પ્રિતની આ પુન્યવંત પુતલી કેવી ભોલી, મીઠાં વચનો બોલી પોતાનો ઉચો ટેક તોલી રહી છે ! સંસારમાં, ભોલાં બાળની ઝોળી ઝોલાવી રહી છે ! પોતાના હીતને સંભાવી રહી પોતાનો શ્રેષ્ટ સિંગાર બોલાવી રહી છે ! આપણે વ્હાલી માતાના ગુણ ન ગાઇએ, તો કોણ ગારો ? આપણે તેણીનાં હેતમાં ભેટયા, પાસામાં દબાયા, પછી તેને માટે આભારની લાગણી કોણ દ્રષ્ટિ કરશે ? માતાનો પુરો તોલ કરવોજ કેવળ કઠણ છે. એ તો, તે મધુરી છે, કે જે માટે, આપણા સ્વામિ સરજનહારજ જાણે ! એણીનો અવાજ, જાણે બળા દુર કરવાનો બકિલ ભરેલો નાડ છે—એણીનો પડોશ, દુખની

દૂર કરી દોસ્તના જેવો સોંસ કરાવે છે—એવી એક બેમુલ્ય દોલતને, આપણે બીજા માટે વર્ણવશું, કે જેથી, આ ઉત્તમ ખજાનાની ચાવી, જગમાં દરેક સુજ્ઞ જનો પાસે રહે.

જુવો જગના તારણહારે—સરજત દીધી માતા પર
વિન માતના સંસારેતો—સેજ ધરી છે કાંટા પર
પ્રેમ રસિલો મધભર પ્યાળો—ભર્યો પ્યાલે માતા પર
આશિષ હરદમ દેતાં રહેશું—કવિરાજના સાંટાં પર
ઉમંગ સારો આ જીવનનો—સરજ્યો કેવો માતા પર
હૃદય કંપનો અગ્નિ બૂજવાં—રહે આધાર એ માતા પર
પુર્વે જાઓ, પશ્ચિમ જાઓ—ધાવો ઉત્તર દક્ષિણમા
મળશે નહીં કોઈ માતાસમ—અરદાસ લેવા રક્ષણમાં
માતા મધ સમ મીઠી છે બા—રદ છે શાકર ગોળ વળી
કોઈબી કહેશે ધીરે ભાઇ—વિન માતા શી દાઝ ટળી?
દેખાડો તો મહને જરાએ—શી વધુ છે રંગ કળી
પકવોરે કો એવી વાની—હોય માતથી બહુ ગળી?
મનુષ્ય ભાવે હેવાન માનો—માને દુખો દઈ ફરશે
ઠરશે નહીં તે આ ભાવે પણ—બીજે ભવ પણ નહિં ઠરશે
માતામાં જે ભેદ પુરાય—તેનો સાર કોઈ કરશે નહિં
મા—ને મમતામાં જે પાળે—હરિ ધ્વારથી ફરશે નહિં

આ ઉપરથી સાફ સમજાશે, કે, માતા વિન સુખ નથી, અને માતા જેવો રૂડો ફળ, યા મેવો નથી, કે જે માટે ભૂખ, અને જેમાં સુખ ન હોય! જગતની ચારે દિશાઓ ફરો, પરંતુ, ક્યાથી પણ એમના જેવું સુખ, પ્રાપ્ત થશે નહી. તથાપી એવાં કોઇ લહેજતદાર પકવાન નથી, કે જેમાં એવો ચોખ્ખો મિઠાસ મળે! નવ માસ સુધી, ગર્ભ સ્થાને રાખી, અનેક વેદના અને દુખ ખમતાં, જરા પણ કકળાટ ન કરતાં, જન્મ થતાં બાળકને, અતિ વ્હાલે, માયામાં મઢી, છાતીએ ચાંપી, મયાનો ઉત્તમ પાઠ દેતી, માતા, ત્હારી તારીફ ગાવાં ગાતાં, જો

જગના ઝાડોની કળની કલમ બનાવું, જગના મહાસાગરના પાણીની સાહી બનાવું, અને તે વાપરું, તોએ ત્હારી અસંખ્ય તારીફનું બ્યાન આખી ધરતીની સપાટી ઉપર કદિ પુરૂ ન કરી શકીશ. જે માટે એક સંગીત આદર કરશું.

### માતાની માયાળુ થાહી—કલ્યાણ હમીર-ત્રીતાલ.

ગુણીયન ગૌરી ગુણકળી—પ્રિત પમરતી પ્રેમ પળી
મા, તું જગમાં જોત બલી—ત્હારૂ સ્મરન કેમ થાયે
કેમ હરખથી મન ઉભાય—હરીનાથની નેત્ર નળી=ગુણીયન
બાળ ગોપાળ તુંજ મન ગાયે—પળ પળ તુંથી દિલ હરખાય
તુંમાં રહેશે ચિત્ત હળી=ગુણીયન

| ૨ | ૦ | ૩ | × | |
|---|---|---|---|---|
| ગુ ણી ય ન | ગૌ × રી × | ગુ × ણુ ક | ળી × × × | એકજ નોટ |
| નીધસાસા | ની ધ પ × | પ × ગ મ° | ધ × × × | |
| પ્રિ × ત પ | મ ર તી × | પ્રે × મ પ | ળી × × × | |
| મા × તું × | જ ગ માં × | જો × ત બ | લી × × × | |
| ત્હા × રૂ × | સ્મ × ર ન | કે × × મ | થા × યે × | |
| પ × પ × | ધ × પ પ | ગ ગ મ° ર | સાર સા× | |
| કે × મ હ | ર ખ થી × | મ × ન ઉ | ભા × યે × | |
| હ × રી × | ના × થ ની | ને × ત્ર ન | ળી × × × | |
| નીધસાસા | નીધનીપ પ | પ × ગ મ° | ધ × × × = | |

અંતરો

| | | | |
|---|---|---|---|
| બા × ળ ગો | પા × × ળ | તું જ મ ન | ગા × યે × |
| પ × પ પ | સા × સાસા | સાસાસાસા | સા ર સા+ |
| પ ળ પ ળ | તું × થી × | દિ લ હ ર | ખા × યે × |
| ધ ધ ધ ધ | સા + રા + | સા ર ની સા | ધ × પ × |
| તું × માં × | ર હે શે × | ચિ × ત હ | ળી × × × |
| ની ધ સાસા | ની ધ પ × | પ × ગ મ° | ધ × × × = |

આપણે આગળ વધીશું, તેટલા નારીના ચાર રૂપાખ્યાન વર્ણવીશું.

## માતા રૂપમાં નારી, જીવનમાં કેવો ઉધ્ધાર કરે છે!

નારી માતા રૂપમાં-પાલે છે નવ માસ-નારી માતા રૂપમાં બાળકની છે આશ.
નારી માતા રૂપમાં-કરે સુખ નિવાસ-નારી માતા રૂપમાં-રક્ષણ દે છે ખાસ.
નારી માતા રૂપમાં-ઉત્તમ કેરો ઠાઠ-મા વનાના સુખમાં-વલખાં મારે હાથ.

## બીજા રૂપની બહેન છે.

હવે રૂપ બીજું કહું-જેમા મ્હારી બહેન-પિયુ દુખને કષ્ટમાં મુંજને આપે ચેન.
ભલે હો ગર ભાઇ-કે રંક કે રાય-હમેશ હરહર હાલમાં-આશિષ તેને આએ.
એવી ઉંચી સ્થિતમાં-બીજું રૂપ છે બ્હેન-ખરૂ છે તે કહું છું ભાઇ-ભલે કાઢો નેણ.

## પ્રિયા રૂપ ત્રીજું ગણાય.

હવે રૂપ ત્રીજું કહું-પ્રિયા છે તે નાર-જેના ઉતમ ભાનમાં-છે સુખી સંસાર.
કુટુંબનો આ સ્થંભ છે-દુખ સુખે તૈયાર-તેના ચોખા સ્નેહમાં-પાવનથાય અવતાર.
પતિ પ્રિતમાં વશ થયો, તે જીત્યો જશભાઇ-સંસાર દેખે સ્વર્ગસમાન-રેહેશે નિત હર ખાઇ.

પતિથી કુલ લાજ છે, ધરતું તેમાં રાજ-ભોગવશો તમ અંત સમે-નેકી રૂપનું તાજ.
તેના રૂડા સાથમાં, મળશે ચોખ્ખું પ્રિત-ફળશે એવા ભાવથી-હરી મળવાની જીત.

## ચોથું રૂપ, તે દિકરી!

દિકરીનુ આ રૂડું રૂપ સાંભલતા, બુઢાપામાં આશા રાખવા માબાપ કેવાં હોંશમાં આવે છે?—

ચોથું રૂપ તો નારીતું-દિકરીમાં કહેવાય-જેના સંગત સાથમાં-વૃધ્ધ વરત સહેવાય.
કોમળ હૈડે કાળજી-રાખી લે છે દાઝ-એવો રૂડો શ્રેષ્ટ છે-દિકરીનો રે સાજ.
અગર હોય બ્હેન ભાઇ-તોએ આવે કામ-માયા મમતા રાખશે-પરણી જાએ ગામ.

ગમે એવી દુર ગઇ છતાં વહાલી દિકરીની મમતા, માતા પિતાના દિલમાં કેવી ધાઇ આવે છે.

આ ઉપલા ચાર વ્યાખ્યાનમાં સમાયલી મતલબ જેટલી લાંબી કરવા માંગીશું, તેટલી થઇ શકશે, પરંતુ, એક આત્માના જીવનને, એ માહેથી પસાર

થતાનુ છે, એટલુંજ ટાંકી, આપણને, તેમનાથી શું આધાર અને ફાયદો મલી શકે છે તેનું વર્ણનજ કરવું છે. જ્યારે એ ચારે મધુરીઓનો મોટો મધરસ મહિમાં, આપણે અનુભવમાં મેળવવા ભાગ્યશાળી હોઇએ, ત્યારે, ચપલ આત્માને, આગળ વધવા શિ મનાઇ છે? પણ જ્યારે એ માહેલો એક પણ આધાર કશા પણ કામ વગરનો હો યા નજ મળે તો, પછી, આ ચારે પર આધાર રાખતો જીવ, સંસારની નાવડી કેમ તરશે? અને સંસારના સાગરની સુંદરી વિના, કિનારો કેમ જોશે? એનો જવાબ, આપવા અમારી તો તાકાત નથી, પણ અહુર અને પ્રભુ સર્વેને માથે છે પછી જેને સુજે તેવું રજે!

ઉપલા ચાર વ્યાખ્યાન માહેથી, હાલમા માતાના વ્યાખ્યાન ઉપર લખીશું માટે એક સંગીત આદર કરશુ જેમા લખ્યું છે કે—

## માતા રૂપ—(નારીની શ્રેષ્ટાઇ=ઝીંઝોટી.)

ગુણ વાપડ તું ગુણકારી—તુ આખર થઇ એક નારી=ગુણ
પ્રભુ પાળણે શ્રેષ્ટ બની છે—જગ રચનામાં નેક બની
માતા નામ તુજ ભારીરે=તુ આખર થઇ એક નારી=ગુણ
જંગ શોકે, તુજની છાંયાં—શિયળમાં તુજ શોભે કાયા
ઠાઠ માઠમાં સઉની દાયા—તુજ વીન જીંદગી ખારીરે=તું
સરીયામ ત્હારી કોમળ કાન્તિ—માયા મધુરિ રહી જાણતી
રાખી સબુરી ધીરજ શાન્તિ—બાલ ગોપાળ આભારીરે=તું
તુજના સતથી સત સ્થંભ ચાલે—વૈર અભાવ તુંજથી નાસે
અંધ હોય, ત્યાં ઉજાશ થાશે—સ્વર્ગની તુ બારીરે=તું

(આ સંગીતનુ નોટેશન–સ્વામિ સેવાની સંગીતની ચોપડીમા બીજે પાને મળશે)

ઉપલા ગાયનમાં સમાયલી એક કળી ઉપર સુજ્ઞ વાંચકનુ ધ્યાન ખેંચીશ. જ્યા એમ લખાયલુ છે કે '**પ્રભુ પાળણે શ્રેષ્ઠ બની-જગ રચનામાં નેક બનીછે**' ઇત્યાદી, જેમા કશો શક નથી. સઘળી પેદાશોમા નારી, સર્વેથી ઉત્તમ અને સર્વેથી ભલી છે, અને જે નારી ભલાં, રૂડા નેક કામો કરેછે, તેજ માત્ર નારી

રૂપમાં લેખાય ! તેણી મયા અને માયાના, સત અને સદગુણનાં, કામ કરવાજ જન્મિ છે, એ ઉપરાંત જે કાંઇ કામ કરતી હોય તો તે નારી માટે અમોને કાંઇ લખવુ નથી. એણીને જ્યાં જોશો, ત્યાં પ્રેમ ભાવથી કામ ઉપર મંડીજ ગઇ હશે, એમ હર્ષથી જોશો. દુખના દઆણુમાં એણીની મમતા એક રામબાણ ઇલાજ છે. સુખના સમયમાં એના ઉરનો જોશ, જાણે સ્વર્ગના સાગરનો ઉછળતો અનદીઠ જોશ આપણા હૈડામા ધાઇ આવે છે. થાક પછીની આશાયેશ-નો શાન્ત ભાવ, એણીની સંગતમાં અતિ ઘણો પ્રબળ છે. ટુંકમા માયા અને મમતામા મઢી લેતી એ મમતાળુ માતા મ્હારા જીવનનો ખરોજ વું દાતા છે. પ્રભુ અમને જણાતા નથી પરંતુ, ત્હારામાં હુ તે જોઇ લઉ છું. ત્હારી હાજરીમાજ, તે મહિપતિ યાને અહુરા બીરાજમાન પડયાજ રહયા છે.

નારી, એકલીજ સ્વર્ગની રાહ દેખાડની — સંસારના રસ્તા ઉપર નિશાન છે — નારી એકલીજ, દેહને કાદવ અને કિચડ, યાને ખરાબ વિચારથી બમાયેલા મગજને, રાહત આપી, સુખના ઉંચ સ્થાને લઇ જનાર, અમુલ્ય રત્ન છે — નારી, એકલીજ, દુન્યાની મોહ માયા ખસેડાવી, પ્રભુની પ્રિયતાનો પ્રકાશ કરાવ-નાર ઉત્તમ યોગિની છે—જે બધા ગુણોથી "માતા" ભરપુર હોય છે, યા હોવી જોઇએ.

જન્મથીજ છાતીએ લગાડી, પાળી પોષી જગતના લપસતા સંજોગોમાંથી સંભાળ લઇ પસાર કરાવતી, ગુણોયન ગૌરી — તે માતા છે — હજારો વિઘ્નમાં, ખરે પગે ખડી રહી ધીરજવંત છાતીથી, જરાબી અકળામણ વગર, મુશીબત લેતી, **બતી મિસાલ રોશણી ફેકતી મુર્તિ, તે માતામાંજ** છે. જેઓ દુન્યા વહેવારની, પાર ગતિમા, અપાર થઇ ગયેલા ભક્તો, થઇ ગયા તે માતુશ્રીના પ્રતાપથીજ હતા. જેવા દાખલાઓ અનેક મુનીરાજોની તવા-રીખમાં મળશે —

માતા મધુરિને હાથે કેવા લાહાવો, અને તેણીની ગેરહાજરીથી કવી લાહે બળે છે, તે નીચલાં સંગીતથી પુર સમજાશે.

## ભેરવી પદ—ત્રીતાલ.

જ્યાં માતાનો હાથ, ત્યાં રૂડો સંગાત—છે પ્રીતિબંધન, શું વર્ણુંન કર<br>
જ્યાં માતાની વાણુ, જાણુ દુખ્યાં ભવ મ્હાણુ—કહો દયાની તાણુ કહો ક્યાં જઇ મરૂ ?=જ્યાં.

જ્યાં માતાનો પાસ—ત્યાં મધુર સુવાસ એવું ચાલુ રહે,—એ ઉભરો કર<br>
ગયો માતાનો વાસ—ત્યાં સર્વે વનવાસ કાંઇ રહી ન આસ—કેમ દમરે ભરૂ ?=જ્યાં.<br>
જ્યાં માનો પમકાત—ત્યાં નથી તળવાત, દુખો હોવાં છતાં—તે સુખે સમાય<br>
નથી માની ચશ્રમ-ના રહેમી રસમ—વિન માતાનો ભવ ન કેમે ખમાય ?=જ્યાં.<br>
માતા રૂધિર બાળી-તાવે શરીર ખરે પ્રેમ આણી અમાપ-કુલ બચ્ચાંને કાજ<br>
મા વિના અરે-જુઓ બાળક રડે—બસ માતા સમાન કોણુ લીએ રે દાઝ=જ્યાં.<br>
ભલે ધન્ય ન હોય—ભલે ધાન્યે કચાસ પણુ માતા મધુરી—નો ખરો મખવાસ<br>
ભલે જરમાં તંગાશ-નહી સગપન સહવાસ ન માના સોડે રહે,-કશો કડવાસ=જ્યાં.<br>
ઓ પ્રભુ પિતા, સાંભળ મ્હારી અરજ માતા રહીત ખરે છે સંસાર ભંગ<br>
તુને તવળી કરૂ—અરજ સઘળી ભરૂ ઘરે ઘરનો સાચવજે, **માતાનો સંગ**=જ્યાં.

જ્યાં<br>
સા ×

| × | ૨ | ૦ | ૩ |
|---|---|---|---|
| મા તા × નો | હા થ ત્યાં × | રૂ ડો × સં | ગા ત છે × |
| ધ° ધ° × ધ° | ધ° × ધ° × | પ પ + મ° | મ° × મ° પ |
| પ્રિ તી × બં | ધ ન શું × | વ ર્ણું ન ક | ર × જ્યાં × |
| ધ° ની° × ધ° | પ × મ°+ | ગ°ગ°× ર° | સા× સા + |
| મા તા × ની | વા ણુ ત્યાં × | દુ ખ્યા ભ વ | મ્હા ણુ ક હો |
| ર મ° × મ° | મ°× ધ°પ | ગ°ગ° × ર | ગ° × ગ°ગ° |
| દ યા × ની | તા ણુ ક હો | ક્યાં જ ઇ મ | ર × જ્યાં × |
| સાસા× ર° | ગ° × મ°મ° | ગ°ગ° × ર° | સા× સા × |

અંતરો

| | | | |
|---|---|---|---|
| મા તા × નો | પા સ ત્યાં × | મ ધુ ર સુ | વા સ એ વું |
| ધ° ધ° × મ° | ધ°×ધ°ની° | સાસા+ સા | સા× સાસા |

| ચા લુ × ર | હે × એ × | ઉ ભ રો ક | રૂ × ગ યો |
|---|---|---|---|
| નીºનીº×નીº | સાં× સાં × | રૂºસાં × નીº | ધº પ પ પ |
| મા તા × નો | વા સ ત્યાં × | સ ર્વે × વન | વા સ ક ઇ |
| પ પ × પ | પ નીºધº પ | મºપ × મº | ગº × ગº× |
| ર હી × ન | આ સ કે મ | દ મ રે ભ | રૂ × જ્યાં × |
| સા સા × રº | ગº× મºમº | ગºગº× રº | સા × સા × |

આ સંગીત ઉપરથી કોના હૈડામાં દાઝ બળતી અટકશે? કોની છાતી ધાડીક છે કે, એવી માતા વગરના બાળક ઉપર દયા નજ આવે? વગર દયાએ તે, પ્રાણુ, જીવનનો ઉત્તમ આધાર ગયાથી કોણુની મદદ વિન સંસારમા વધશે? એ વિચાર, લાચાર બનાવે છે. વિશ્વની કળા માટે ભેદ ઉપજાવે છે–

ઉપાય તેને હાથ છે કારણુ તે ટાળનાર છે. માતાના ગુણુની કાઇ વારી કરીશું માતા સ્વર્ગનો રસ્તો બતાવનાર છે–માતા, બુરાં કામ કરાવવાથી અટકાવે છે એ ભલી નારી છે જેમાં પરવરદેગારની પિછાણુ જુવો? નારી તરફ કુલ જગતનું માન જુવો? તેણીની આંખોમાં નુરી ચલકાટ જુવો? પવિત્રાઇની પ્રવૃતિ જુવો? એટલાંજ માટે તેણીને માતાનો ઉંચો હોદ્દો, એલકાબ, મરતબો મળ્યો છે–

હજી આપણે આગળ વધતા જોઇશું તો કોઇ ઝુંપડીમાં, કોઇ મકાનમાં, કે કોઇ રાજ્ય મેહલમાં કોઇને કોઇ રડતા જોશુ. તેવા વિલાપનો પડઘો ધ્યાન પર લઇશુ તો નિચલા શબ્દો નરમ હૈડાના નર નારીઓ આગળ ધરીશું, કે જેથી તેઓ પોતાની વ્હાલી માતા હોવાથી, ભારે પ્યારથી તેણીને વળગતા શીખે! અને માતાનો અમૂલ્ય ખજાનો ઉતમ પ્યાર અને ભક્તિથી જાળવવા શક્તિ મેળવે.

## પીલ પદ.

માંજી વિના દુખ બહુ પડે—શું કરૂં હવે—સહુ કેમ ગમ હવે–માંજી.
પ્રેમી પાસ, હસ્તી આસ–છુટી પડી હાય, હાય હાય! ધીરજ હાય–કયાંથી થાય?
રૂનમાં કેવળ શોર થતાં છાતી ધપકી જાય=માંજી.

દોહરો—માત વિનાની વાવડી—સુકી હાળે હોય
જળ સમ વહેતાં હિત ત્યાં—સુખ પામે શું કોય !
માત વિનાના બાળની—નજરો પ્રભુને હાથ
મુખડું જોતાં હર જગે—માની શોધે સાથ=માં જી.

માં
પ

| ○ | × | ○ | × | ○ | × |
|---|---|---|---|---|---|
| જી વી ન | દુ ખ બ | હુ × પ | ડે × માં | જી વી ન | દુ ખ બ |
| મ°ગ°ર | સા ર ની | સાગ°ગ° | ર × પ | મ°ગ° ર | સા ર ની |
| હુ × પ | ડે × × | × × × | શુ × ક | રૂ × હ | વે × × |
| સાગ°ગ° | રે × × | રે × × | સા ની સા | ગ°× ર | સા × × |
| × × × | શ્હુ કે મ | ગ મ હ | વે × માં | જી વ ન | દુ ખ બ |
| સા × × | ગ × ગ | ગ × ગ | મ°× પ | મ°ગ ર | સા ર ની |
| હુ × પ | ડે × × | × × × | પ્રે × મી | પા × સ | હ × સ્તી |
| સાગ°ગ° | રે × × | રે × ×= | સા × સા | ગ × મ° | પ × પ |
| આ × સ | હુ × ટી | પ × ડી | હા × × | ય × × | હા × × |
| પ × પ | મ°ગ ગ | ગં ગ × | મ°× × | × × ર | ગ° × × |
| ય × × | હા × × | ય × × | ધી ર જ | હા × ય | કયા ×થી |
| × ર સા | સા × × | × × × | મ°ગ પ | મ°× × | મ°ગ પ |
| થા × ય | મ ન મા | કે વ ળ | શો × ર | થ તાં × | છા × તી |
| મ°× × | ગ°× ગ° | ગ°ગ°ગ° | ગ°× ગ° | ગ°ગ°ર | સા સાર |
| ધ પ કી | જા ય માં | જી વી ના= | | | |
| ગ° ગ°ર | સા × પ | મ°ગ ર | | | |

| મા × ત વિ | ના × ની × | વા × × વ | ડી × × × |
|---|---|---|---|
| મ°× મ°પ | ની × ની × | સા × × સા | સા × × × |
| સુ × કી × | ડા × × ળે | ડો × × × | ય × × × |
| મ°× પ × | ની × ની × | સા × × × | સા × × × |

| | | | | |
|---|---|---|---|---|
| જ લ સ મ | વ હે તા × | હિ × × ત | ત્યાં × × × | એજ પ્રમાણે બીજી બે લીટીઓ ગાવી. |
| મ°× મ°મ° | મ°× મ°× | પ × × પ | ની ધ પ × | |
| સુ ખ પા × | મેં × શું × | દો × × × | ય × × × | |
| સા × સા × | સા × સા ધ | સા × × × | સા × × × | |

માતા વિના દુખ તો પડે છે–કશું એ ગમતુંજ નથી–તેવી વ્યાકુળતામાં બાળક, ગમ સહન ન કરી શકતાં પિડામાં પિલાય છે. માતાની સાથમાં પ્રેમીપાસ કરતાં, બીજે કેવો મીઠો અર્થ ઉચ્ચારી શકીશું ! એવી પ્યારી પાસમાંથી વેગળું થયેલું બાળક, હાય અને અફ્સોસમાં આવી ચહે, પછી તેના ગળાનાં ફાંસની વેદના કેવી ? નામ બોલતા તેણી મલતી નથી એટલે દિલમાં ભણકાજ થઇ રહે છે, છાતી ફાટ ફાટ થાય છે. નાની વાવડી, નાની વાડી માતાની જતન વિના સુકકી સાવ થઇ ગઇ છે. પાણી વિન ઝાડ પાન કેમ ફળાય ? તેમ ઘરમાં માતા વિન મધુર વાસ કયાંથી જડે ?

માતામા, ખરેજ એવો મહિમા છે, જે માટે કાંઇ શબ્દો મન ઉપર ધાઇ આવ્યા છે.

**દોહરા**—માતા જેવો મિઠાશ ન—મળશે સાગર પાર
ના મળશે ફિકાશ ત્યાં—હુંડો લાખો વાર
મા–જેવું ઉંચુ બાન—કદી ન મળશે જાણ
કર મા–ને જો બદનામ—મુર્ખ સાવ હેવાન.
માતાનો શો ભેદ છે—કેમ સમાવ્યો પ્રેમ ?
ધીરજ બધી ત્યાંજ કેમ—રાખે કાં મન ઝેન ?
ઉત્તમ કેવાં બાવમાં—કેવાં હર્ષ જમાય
તેની છાતી બાથમાં—કેવાં દુખ સમાય ?
માતા મૂખડું જોતાં—કેવાં આવે લાહ !
દુર હજારો કોશથી—લાડે નામ લેવાય
વાહા મ્હારી માવડી—જગમાં કેવી ચાલ
માતાજીને પ્રીત દે—સુંજે છે સુહાલ

માતા માતા ગાઇ લ્યો—આનંદી લય થાય
હૈડે ગુંજાજ ઘાંટ સમ—પ્રેમી ઉર ઉભાય
નિર્મળ નિરનો જે ઝરો—વહિં જાય વન ચાર
તેમજ સુખ છે માતથી—કુટુંબ અપરમ પાર=
છાતી સાથ ચાંપીને—કેવાં આપે જોશ!
માતા નામ લેતાં સુખ—હિયામાં આવે હોંસ
પ્રભુ પાલણુ હારો છે—જગ દંભા દાતાર
દઇ ખજાનો માતાનો—કીધો જગ પ્રચાર!

ભલા વાંચનાર, આપણે માતા તરફથી મળતા અમૃત વાણાં, વાંચનમાં વાંચ્ય પરંતુ, મધ્યાન વખતે, એક ભોલી બાનુ માતાના જીવનના અતિસુખભાવને ખુશા બીજાજે ગાએછે, તે તુંએ કદાચજ સાંભળી હોય! તે ભલી બાનુના સરોદસ્વર હાલમાં આપણે ક્યાંથી લાવીશુ, પરંતુ તેના શબ્દો ના રસ પીશું જે નિચે પ્રમાણે ગાઇ શકશું.

## માતા મધુરી—સારંગ ગરબી.

આ સંગીતનું નોટેશન જુવો સ્વામિ સેવા પાનુ ૬૮ મું.

બોલ, માતાના મોળ-વ્હાલી માતાના મોળ કેમ, કરીશ તે વ્હાલીના તોલ!=બોલ.
તેની વાણીના તોલ, મીઠી વાણીના તોલ કેવી મધુરી લલતાની લોલ=બોલ.
કેવી મીઠી પ્રિત ગતિ-મતિમાં હરિમાન પ્રેમ રસનો જોશ વહે એવી હૃદયે તાન
જેના ખોળાની ઝોલ, જેના ખોળાની લોશ માતા મઢે છે-પ્રેમીશા બોલ=બોલ.
જગના જીવન જાનમાં-માતા મેવો એક પાર ગતિમાં આવશે-તેનો રૂડો ટેક
કેવી વ્હાલીરે લોલ-પ્રેમી ડાળી રે બોલ પ્રેમી પુંજનમાં આંખડીને ખોલ!=બોલ.

આહા! માતાનું નામ વાપરતા, મુખડા માહેથી, શી, શી, નવાઈ!! વાત અને વાણી નિકળે છે, તથા તે વિનાના દુખની કહાણી પણ કેવી કરૂણા રસિક હોય છે.? કરૂણારસભાર, સુખ મય થતો પ્રાણ માતાની મમતા માનતોજ હોવો જોઇએ! માતાના સુખ માટે સાંધવામાં આવતા ગાંઠો, ગુહનાર મણ દૈવી ભક્તિમાં લીન્ન હોવો જોઇએ કારણ કે, ત્યારેજ તેવી માતાએ, તેણીની ખુબી

આવા જેવોજ પ્રાણુ જન્મે આપ્યો ! પોતાના રૂડા ગુણો, તેની રગે રગમાં વ્યાપતાં કર્યા ! ખરેજ એ તે પુત્ર—યા પુત્રી જીવન કહેવાય, ને માતાની બરદાસ લઇ, સદા તેણીના પાશમાં ઉંચી આશ રાખે.

માતા તરફથી વારસામાં તમો શું મેળવશો ? પ્રથમ તેણી તરફ પ્રિત, અને માન પુવક ભક્તિ ! પછી તાબેદારી, અને સાથેસાથ, કે જેથી બાહારના આવનારને ઉતમ આવકાર દેનારી શક્તિ પ્રાપ્ત કરશો.

ધીરજ—મમિતપણુ—ઉદ્યોગ—ધર્મ—બહાદુરી, નમનતાઇ, અને વાજબી તોલના અણમોલ આદા ગુણો, એ સર્વે માતાનોજ વારસો કહેવાય ! માતા આપણી જીંદગીની હોડી છે. આપણા સરજતને સાચવવા સોનેરી સાંકળ છે. પ્રભુસાથે તેણી તમારા પ્રિતને જોડી આપે છે. મન્દિરના ધ્વજેથી હવા પવિત્ર થાયછે, તેમ માતાનાં હાથ વડે, શરીરમાંથી અદેખાઇ ઉતારળ, અને હિંસનું ઝેર, ઝનઝણાત સમે સમી જાય છે. પ્રભુ પોતે પિતા છે, પરંતુ માતાનો ભાગ ભજવવાનું પોતાનુ કામ, આ વ્હાલી માતાને અહુરાએ સોંપી દીધું છે.

માતાથી, ઇઝત અને માનમાં, સંતોષ અને શોભામાં વધારો થાય છે. જગતને બહેસ્તના બાગમાં ફેરવનાર, તે માતા, યાને નારી છે. જગની ઉંચ મતિ ત્યારેજ થશે કે જ્યાં નારીઓ પોતાની સ્વચ્છ સ્વરૂપમાં તરી નિકળશે. દુન્યાનો આગળ વધતી રેહો, આગળ વધતી બગિહારી, આગળ વધતી ઉત્તમ પેદાશો તૈયાર કરનાર, તે નારી છે—જેણીનું બીજું સ્મરણ કરીશું.

### દોહરા

નારી કેવી બાવશી—રૂડાં કરશે કાજ<br>
નારી ભુંડા દુખ ખમી—ઘરની રાખે લાજ<br>
નારી ગુણની ગાંસડી—દે છે ચોખી શીખ<br>
રૂડી નારીનાં બચ્ચાં—કદિ ના માંગે ભીખ<br>
નારી નગરી ગામની—ઇઝત શોભા માન<br>
નારી વિન ના હોય કદી—એકે ચોખું ધામ

નારી કોમળ ગુલકળી—પમડે છે હર રોજ
નારીથી પળતાં નરો—સુખનો દેખે ઓજ
જનમં લગને નારી છે—કરમે નારી જાણુ
મરણુ સમયે દેશે જીવ—એજ ખરો જીવ જાન
પ્રથમ રૂપમાં દિકરી—વળિ બહેન રૂપ થાય
વહુ તણાં સિંગારમાં—મોજમાં ભેલાય
કદિ કદાપિ હોજો ભાઇ—નનંદ બી તે થાય
ખરી પંક્તિ માતાની—જેમાં તે મળકાય !
માયા જોશો નારમાં—ધીરઝ વંતી ગાય
ગમે એવાં સંકટમાં—વ્હેલી ધસતી જાય
ઘર બારની શોભા જી—નારી સઘળે ઠામ
આનંદ દે છે હિમ્મતે—વ્હેલા રણ સંગ્રામ
ઉત્તમ કેવો આપ્યો—નારીનો અવતાર
પ્રભુ એના સાથમાં—સઘળાંનો ભરતાર
નારી જગનો ઠાઠ છે—આશ જગતની એજ
એના સાચાં સુખમાં—સ્વર્ગ જવાનો ફેજ—

ઘરની લાજ રાખી દુખ ખમતી નારી ! ગુણુનાં ભંડાર ભરતી નારી ! ત્હારી શીખ અને શિખામણુથી, કંગાલ્યત આવશેજ નહી, દલીદર, દોસ્ત થશેજ નહીં —નારીની પવિત્ર હાજરી વગર એક પણ જગ્યા શોભશે નહીજ. એ કોમળ કળી ! એ નાજુક નળી ? ત્હારા હાથે સુખ પામેલુ મનુષ્ય બન્ને ભવમાં સુખજ પામશે. જન્મ અને લગનમાં, હાજરી આપે છે, પરંતુ, મરણુ સમયમાં, જો પાછળ રહી જાયે છે, તો જીવતોડ અછાડ અને પછાડથી જાન પટકી યાદી રાખે છે. ગાય સમાન સબુરીવાલી, જન્મ આપી છુટી જતી નથી, પરંતુ દુખ વેઠવાજ જન્મ આપી, બાળકોને જીવાડવાંના, કષ્ટને, મૌજ માને છે. ત્હારી હિમ્મતનુ તોલ કરવું, કમ્મત જાહેર કરવી, એ કેવળ અજ્ઞાનપણુંજ કહેવાય ! ઘાયલ થયેલા જીવો, તેણીથી કેવો આશ્રય મેળવે છે ! નારી જગતની આશા

નારી જગતનો ઠાઠ, નારી જગતનો વિરામ અને વિશ્રાંતી છે, તેણીજ સ્વર્ગવાસની સોહવાસ સાંધી આપશે.

સંસારના હિંચકા ઉપર આશોતી, લહેર લહેર કરતી, માતા સાથનો મિલાપ કયાં મલશે ? ભોલાં ભુલકાંઓની ભોલી ભેલસેલની રમતમાં રમતી–મુંખારમાં મળકાતી માતાની સંગત જોવા, હઝારો માલ ઝર, કોણે બરબાદ કરવા ન ગમે ! તંગીની તાણુમાં તરવલતાં, ચિઠડે હાલ બાળકના નરધાર આશ્ર બંધ પાડનો ભાવ જે માતાની મમતાનો હાથ છે, તે, તથા બાળક ને લાડ આપી નિંદ્રાવશ કરતો દેખાવ કયાં જોશો ? નેક નારીની પડોશમાં ?

ગમગીનીના ધારમાં ડુબાયલા, તુંટેલા દિલને રાહત આપતી માતાની ચશમોનો ચિતાર જોવો હોયનો, કયાં જઇને જોવા વિચારશો ? નેક નારીની પડોશમા !

ખુશી અને ખુશબખ્તીમાં ખિલી મરોદ ચાલે ચાલી, નમને ડોક હિલાવતી નરમાસે હાલતી હુરી, જોવા ચાહતાં હોય તો નારીમાંજ તે ભાવ જડશે. રડતાં બાળકના હૈડાના ડુસકાં અને દયકાંના નીર ટીપાં ઉપર, હસી પ્રગત કરાવનાર કોણ ? ફકત માતા ! માતા, ત્હારામાંજ પ્રેમ ધર્મ રહેમ મર્મ શાન્તિ છે. માતા નથી ત્યારે આ ગતી થાય ! પરંતુ હોય, અને તેણીને કેટલાક બાળકો સતાવે છે, બાલ્ય અવસ્થામા જીવતોડ કરેલી ચાકરીમાં તેણીને બુઢાપામાં હડસેલી દેવાય છે તરછોડવામાં આવે છે એ શુ કહેવાય ? બહારની ખોટી વાતાવરણને આધીન થઇ માતા તરફથી મલેલી મમતાના બદલામાં તેણી તરફ બેદરકાર નઝર, એ ખરેજ મનુષ્ય ભાવમા કાંઇ વિષેશ ઉલટાંજ ગુણો સંભારી દીધા હોય !

હાલમાં આપણે જીવન રૂપ માતા અને મરણુ રૂપ માતાથી, કેવા સામસામા ભાવો ઉપજે છે દુઃખ અને સુખમા સંસારની સીડી કેમ ઉતરાય અને ચઢાય છે, ખુશાળી અને ગીમીની ભરતી ઓટ કેમ થઇ જાય છે, તે માટે વર્ણુંન ગાઇશું.

## પહાડી ઝીંઝોટી—ત્રીતાલ.

બળી આ જીંદગી—મા વિનાની—તે વિન છુ દુખીયારીરે
બચ્ચાં જેમ—માળામાં પાડે—મા વિના ચીંચીંયારીરે=બળી

ભુખે પેટે તુટે વસ્ત્ર—પોંઢે મા હોય પ્યારી
માતા જેવો મીઠો મેવો—મંળે સુખ ભારીરે=બળી

ગમના ધારે દુખના ભારે—જળુ છુ દુખીયારીરે
સાંભળ સુજ્જન ચેતિ લ્યો—માતા વિન દુખકારીરે=બળી

શોભા ઘરની માના ખોળે—મા વિના જગ ખારીરે
મોભ ઘરનો મા વિન ડોલે—કાપ કાળજે ભારીરે=બળી

માતા કાજ પરીતાપ ધરજો—અમૃત સમ તે લાગેરે
માતા વિના ભુંડું ભાગ્ય—જીંદગી સાવ અકારીરે=બળી

| ૨ | ૦ | ૩ | × |
|---|---|---|---|
| બ ળી ×આ | જીં દ ગી × | મા × × વિ | ના × ની × |
| સા સા×સા | સા સા સા ધ | સા ૨ ૨ ગ | ગ ૨ સા × |
| તે × ૫ ન | છુ × દુ ખી | યા × × રી | રે × × × |
| ગ × ગ મ | ગ × ગ મ° | ગ ૨ ગ સા | રે × × × |
| બ × ચ્ચા× | જે મ મા × | ળા × માં × | પા × ડે × |
| સા × સા× | સા × સા ધ | સા ૨ ૨ ગ | ગ ૨ સા × |
| મા × × વ | ના× ચી ચીં | યા × × રી | રે × × × =બળી |
| ગ × × ગ | ગ × ગ મ° | ગ ૨ ગ સા | રે × × × |
| ભુ × ખે × | પે × ટે × | તું × ટે × | વ × સ્ત્ર × |
| ગ × ગ પ | પ × પ × | ધ × ધ પ | ધ × પ × |
| પો × ઢે × | મા × હો ય | પ્યા× × રી | રે × × × |
| ગ × ગ × | ગ × ગ મ° | ગ ૨ ગ સા | રે × × × |
| મા × તા × | જે × વો × | મિ × ઠો × | મે × × વો |
| સા × સા× | સા× સા ધ | સા ૨ ૨ ગ | ગ ૨ સા × |
| મ × ળે × | સુ × × ખ | ભા × × રી | રે × × × = |
| ગ × ગ ગ | ગ × ગ મ° | ગ ૨ ગ સા | રે × × × |

માતા વિના કોણુ ઘરના માલ ટકી રહયાં છે ! માતા વિનાના બાળકની ચિંચિંયારી કાને પડતા કોની છાંતીએ, આંકરી ચઢી નથી ! માતા વિનાનો સંપ કયાં ! ગંજ કયાં ! સિંગાર કયાં ? માતા વિનાનો કાળ ઘોળો હોય કે ! તેણીની મુગી જતનનુ બે મુળ કિંમ્મતનુ રત્ન કદી કોઇ પાછુ ભરપે કરશે ? તેણીને સુખ આપવાની તક ઓ સપુતો સાચવજો ! તેમ વળી કેટલાક દયા હીણુ પુત્રો માતાની પરવા કરવા વગર તેણીને રખડાવે છે, પરંતુ હયાંજ યાદ રાખવાનુ છે કે, પ્રભુ આગળ પાક અહુરા આગળ શો જવાબ દેશો ? શુ તે વેળાં બલતી નારીના ઘોળા રૂપમા ભમ્યા હતા, તેથી તેઓ ।। શાક્ષી આપી, જવાબદારીમાંથી છુટશો ? એવા નગુણા પુત્રો હોવા છતાં, અચાનક મલતી માતા કંગાળ થયેલી હોવા છતાં, પણ પુત્રને ઓવરણે વધાવશે, અને તેનુ જીવન ચાહશે. આ ચિતાર જો નઝરે પડે છે, તો તે નારી તરફના આવા ચિતાર પર ધન્યવાદ ઓચરવાનો વિચાર સર્વને સુજ પડશેજ. પુત્રની આંખો પર હલકી મતિના વાદળાં વિંટલાયલા હોય છે, તેથીજ ઓ ભલી માતા, ત્હારૂ તેજસ્વિ સોંદર્ય જોઇ શકતો નથી.

### દોહરો.

ઘરનો સાચો સ્થંભ છે—ઊહ તુ રૂડી નાર !<br>
ત્હારા સદ આચરણમાં—ખુશ રહે ઘરબાર.<br>
છૈયા પાળી તુ ફરે--રાખી ધીરજ સાર<br>
સાચા ત્હારા પ્રેમથી—રાજી રહે હર વાર<br>
સગાંસમ છે પાર પડોશ--માની લે છે વાહ<br>
એવી તુજની જ્તમાં—તું ખરેજ હરખાય<br>
આવે છે દુખજો અરે—વળી ઘણું બી હોય<br>
ડગે કદીના તુ જરી--હિમ્મત રાખી જોય<br>
પંજવે તુને કોઇ વળી—મોહ્ હસતું રાખ !<br>
બદલામાં તું વેઠ કરી—દુઃખ ધીરજથી બાખ !

ત્હારા કુષ્ટે તુજ ખમે—મુંગી જાણે ગાય
સોસે તેની લાહ વળી—નહીં કદી મુંજાય
ખોળે હસતા બાળને—રાખી તું મળકાય
કેશ હોળે છ એકનાં—બીજાને દુધ પાય
કેવો ભર્યો પ્રેમ અરે—અરે તુજના ઉર
પ્રભુની બલિહારમાં—હૈડું ભરશે પુર
નામો ત્હારા છે ઘણાં—માતા નામ મધુર
મુખે ભર્યું જે સમય—તેવુ આવે શુર
હુ વજાડું વાંસલી—જુગ જુગ જીવો નાર
જેના ઉંચા ભાનથી—સ્વર્ગ જવા આધાર !
પ્રભુની તું શ્રેષ્ટ ખરે—ખરે એક પેદાશ
ત્હારા રૂડાં સ્નેહમાં—અહુર મળવાની આશ.

જે માતાના રૂડા ચલણમાં, હર તથા અહુર ધર જતાં, જે સ્વર્ગની આશા રહે છે, તે કરતા માતાની સાથમાં, સ્વર્ગનો જો અંદાજ કદિ નહિ આંકીશુ, તોપણ સ્વર્ગ જવાના પગથીયાં ઉપર ચઢવા જેવો વૈભવ આરંભશુ. આપણે નિચે એક સંગીત દોરીશું, જેમા માતા પોતાની દિકરી હોય તેને સાંસરીયે વધાવવા, કેવા હર્ષ ભાવ દિલમાં સમાવે છે, તેનો કાંઇ ખ્યાલ માડીશું.

ઝીંઝોટી—ત્રીતાલ.

આશાથી ભરી મ્હારી ડાળી—સાસરીયે ચાલી
જીવનના સુખી સુર લેવા—સાસરીયે હાલી=આશાથી
લટકાનો લ્હેર કેવો—ભવરનો સહેર કેવો
નર્મીએ નમી આંખો કાળી—સાસરીયે ચાલી=આશાથી
નાંખનો વાંક કેવો—તીર તો લાખ જેવો
ધરી છે કોમળ કરે થાળી—સાસરીયે ચાલી=આશાથી

ઘરણુાનો ભાર કેવો–સૌંદર્ય સાર કેવો<br>
માતાએ હેત પ્રિતે પાળી–સાસરીયે ચાલી=આશાથી<br>
કમ્મરનો કાંઠ કેવો–હાથોનો બાથ કેવો<br>
પોહોચીયે દીધી કેવી તાળી–સાસરીયે ચાલી=આશાથી<br>
પ્રભુનો પાડ માનું–કીધો મેં લાડ જાણું<br>
લક્ષ્મી તું ખરી મ્હારી વ્હાલી–સાસરીયે ચાલી=આશાથી

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| × આ સા થી | ભ રી મ્હા રી | દા ળી × સા | સ યે ચા લી |
| પ નીંધ નીં° | પ ધ સા નીં° | ધ પ × પ | ગ મ°પ પ |
| × જી વન ના | સુ ખી સુ ર | લે વા × સા | સ યે ચા લી = |
| × લટ કા નો | લ્હે ર કે વો | ભ વર નો × | રહે ર કે વો |
| × પ પ ધ | ની ની સાસા | નીં°ધની°× | ધ નીં°ધ પ |
| × ન ર્મી એ | ન મી આં ખો | કા ળી × સા | સ યેં ચા લી = |
| સાસાસાસા | સા ર સા નીં° | ધ પ × પ | ગ મ°પ પ |

ઉપલા શબ્દો, તે માતાને હર્ષના આશ્રુઓથી દિકરીને સાંસરે જતી વધાવે છે. એવી કોમળ ઉર્મી તે માતાની છે. ઓહો માતા! ત્હારી ગતિ, જતીથી કાંઇ ઓછી છે? ત્હારી મતિમા પ્રભુજ રહયા છે? ઓ માતા ત્હારો પ્રેમ કેવો મીઠો! ત્હારી ચલણુ અને વલણુ કેવા હોશ ને હરખાવે છે! જીવતી રહે! ઓ માતા! બાળ ગોપાળને માંથે જીવતી રહે!

## માતાને નમન, તેજ કળાની કસોટી છે.

આવી ઉત્તમ ગતિ, તે માતાની છે. આ દુન્યા ઉપર, આપણુ જે કસ અને કસોટી માહેથી પસાર થવાના છૈયે, તેમાં આવતા અગનિત દુખોનો દાબ આપણે માતાથીજ ટાળી શકીશું. ખરૂં કહીએ તો તે ટાળવા ખાતરજ, માતાનો મધુરો જીવન આપ્યો છે. માતાને દુખ દેતાં, આપણે પાક અહુરા-

મઝહાને, યા, પ્રભુ, યા હરીનેજ દુખ દીધાં બરોબર કહેવાશું. માતાને નમન દેતા, પ્રભુનેજ નમન દીધો જાણીશું. આપણા દિલની અશાન્ત અને ખલ-ખલાત, આપણી ચિંતા અને ચટપટની ચલવલ, વધારે જોરે ત્યારેજ વધારી મેલીશું, કે, જ્યારે આપણે માતાને ગણકારતા નથી. આપણા માર્ગમાં સુખ મલશે, તે માતાનીજ દુવાથી! વિનાકારણ દુઃખ આવતા હશે તે ઉપરથીજ આપણે તોલ કાઢીશું કે, દુખ કયાંથી આવ્યું? તે આપણી નજરે તે કારણ નજ દેખાય તો માની લેવું, કે, તે માતા તરફની મમતામાં કચાસ હોવાથીજ અહુરાએ આપ્યું. આ શબ્દ કરતા વધારે મીઠી, આ અમૃત કરતાં, વધારે રસાળ, આ દયાનો મહાભારત ડુંગર. આ શ્રેષ્ઠ સુખનો સાગર, આ પવિત્રા પ્રિત દેનાર દયાળુ દેવી, તે વ્હાલી માતા છે તેના પુંજન કરજો! જો આ ભવનાં હજારો ભાવનાં અનેક પ્રસંગોના રૂડા રંગો જોવા માંગતા હોવો તો તે માતાની મમતાજ મનગમતા સુખ આદર કરશે. માતાની મમતાથી આપણી ગરીબ હાલતમાં, પણ આપણે કેવા તવંગર હોઇએ, એમ આપણને તેણીની પડોશથી લાગશેજ, કારણ, તેણી બેમુલ ખજાનો છે. કિમતી મોતી છે. મનોહર માણેક છે. સોતચ કરતાં વધુ સોનુ છે. વાહા, તેણીનું સ્વસ્થપણું! વાહ! તેણીની ધીરજ! જગતની રજ રજ રચનાનું, જાણે એકલું ભાન, તે માતામાંજ છે. એવી માતા, તે પ્રભુજીએ, સંસારના સાગર પર સિંગારી છે. સંતો, જેનાથી સંતોષ પામ્યા છે. દેવતાઓ જેને પુંજતા રહયાં છે. ધન્ય! મા ત્હારી ધીરતા ઉપર! ધન્ય!

પરંતુ, જેમાં આવો ભોલો, રૂપાળો, આનંદ આપતો સિંગાર, બાળકના અભાગ્ય સંજોગે, કુમલી વયમાંજ સ્વર્ગમાં સમી ગયો હોય, તો બાળક કોણ સાથે રમશે? પ્રિતના પાઠો કોણ પાસે પઢી લેશે! સુમાર્ગનું શિક્ષણ કયાંથી શિખશે? મીઠાં મેવાના કેવા ઝાડમાંથી રસ ઉતારી લેશે? એનો જવાબ આપવા અમારી શકિત નથીજ!

એક નાના બાળકને, લાકડીના ઘોડા ઉપર સ્વાર થતા તમે જોયો છે? અરે, પણ, તે હોંશથી હંકારતો ઘોડો, અને તેની નિર્દોષ સ્વારી જોનાર તેની

માતાજ ન હોય, તો, ખુશી કોણુને? પોતાની નિર્દોષ રમતમાં ખેલવા ખાતર, તેને મલેલા રમકડાં, માહેલા લાકડાંના સિપાઇઓની પલતન, તેનો દેખાવ, જેનું રશ્મિયુક્ત ખેંચાણુ, તેના નિર્મળ મગજમાં ઉભરી આવે છે, તે ખુશી થતો ભાવ જોવા, ક્યાં છે તેની માતા?

નિશાળમાં ભણુતી વેળાની, તેની ગુંચવનભરેલી બારાખડીની, મનોહર વલનથી તેનું છળકાતું જીગર, જેને આવકાર મલનો માંનો હસતો મુખડો જોવાને, તેની સરજતમાં માતાજ ન હોય, તો પછી દુખની વાતજ શી? માતાના નેત્ર-માંથી, માયાના ઝરાની ધારમાળા, ખોળે બેસી જોવાની તેની સરજત નહી તો તો સંતાપ કેટલો? માતાની દયાની, મયાની દાબ વિના, આમ તેમ બીજાની ખ્યાલી દયાની આંખો જોવાથી, તેને જીંદગીમાં ફાયદો શો?

નાની બંદુકોથી, પાનાથી બનાવેલા કીલ્લાને ફોડીને મેલવેલી જીત માટે, હર્ષ થતા જીગરને ઓવરણા લેતાં માતાના હાથ વિના તેને પ્રેમી સંતોષ કયાંથી? તેની વેદનાની અકલામણુમાં પ્રેમાલ માતાના હાથની ચિંતાતુર હથે-લીનો તેના છાતીપર, માતા વિનાનો ભાર કોણુ? લાડકવાયા, માના મુખમાંથી નિકળતા નામનો ગણુગણુાત, માતા વિના કયાંથી સાંભલે? અંધોળની ખેચતા-ણુમાં અર્ધ હસતો, અર્ધ રડતો, ચાલતા હાલ વખતે, ગગવાતો હાલરડાનો નાદ ગાવા, માતા વિનાનો અંધોળ કેવો! માતાની છાટીના મનોહર ફુવારાનાં સ્પર્શોથી દુધ ધારાનો પ્રેમાળ મોજ વિનાનો, ડુસકે ડુસકે ગગલાતો ગોટ કયાં! હા! આ બધી, માતા વિનાની ઓટ, બધામાજ ખોટ આપે છે. આ વિષયનું કારણુ આપતા બીજુ પુશતક થાયે, પણુ ફક્ત એટલુંજ હયાં વિચારવાનું છે કે માતા વનાની મતિ શી?

### માતા મયાળી.

ઉછેરી બાળને જોતી—વાહ હર્ષે જુવે છે મા  
મુંગા તે બાળને વેઠી—સબુરીમાં જુવે તે ગાય!

મયાનો સાથ દે છે મા—ખમીને કષ્ટ હજારો વાર  
ખરે તે બાળને ખાતર -ધરે ન તનની દરકાર.

ઘણુંખી કામ કરવાં છે—ચિત્ત તો બાળમાં રોકે,
દાબે પ્રેમની સોડે—ભલે જો કાળ વિપત્ત ટોકે!
જુવે તે બાળને વ્હાલે—પ્રતિમાં તે પતિની જોય
દાબે બાળને હૈડે—કરાર સઘળોજ તેમાં જોય!

નિચલી બે લીટીઓમાં સુજ્ઞ વાંચકનુ ધ્યાન હરિ લઇશ, અને, તે આ પ્રમાણે કે, મધુરી માતા, બાળકના ચહેરામાંજ, પોતાના વ્હાલા પ્રાણ આધાર પ્રાણનાથ પતિની, નાની છબી જુવે છે. બાળકને પતિનો નાનો ચિતાર લેખે છે, અને પતિની ગેરહાજરીમાં, બાળકમાંજ પતિને સમાવી દઇ, વ્હાલથી જુવે છે.

ગતિ આ માતની શી છે—વળવળમાં રે ઘેરી છે
મધુરા સ્વાસની આ તો—જગતમાં તેની ફેરી છે.
અરે માતા! અરે માતા —ત્હારૂ મૂખ સદા જોઉ
અગર તું સ્વર્ગમાં ગઇ છે—હઝારો આંશુથી રોઉ.
હઝારો દુખ હતાં છાતી—જતાં, તુંજ હાથ અડકતા જટ
નથી તે હાજરી આજે—ઉભી છે માર્ગમા ખટપટ.
અજબ સિંગારની શોભા—અજબ છે તુંજની છાંયા
હઝારો લાખ મુળની તે—અજબ છે તુંજમાં માયા.
નથી જ્યાં તુંજનો રે સાથ—ખરે સંસાર ખારો છે
પ્રભૂના બાનની સામે—અરે કોનો રે ચારો છે?=

જ્યાં સંપ હોય છે, ત્યાં સબુરી હોય છે. ત્યાં બે દિવસ દુખમરો વેઠાય છે, તેમ માતાની હાજરીમા, પણ દુખ અને વેઠમાં ધીરજ હોય છે. પણ જેમ મીંઠાં વગરનું ભોજન, એક બે દિવસો ભુલમાં પકવાઇને, ખવાય છે, તો ત્રીજે દિવસે, તે ભુલ સુધારી મીંઠું ભોજનમાં વાપરવાનું ભાન રહે છે, અને મીઠાંવાળું ભોજન પાછું લેતાં થઇએ છીએ, પરંતુ—માતા જો સદાનીજ સ્વર્ગમાં ગઇ, તો જે સંસાર સાગરનું ઉંચ પ્રમાણ ધરાવતું મીઠું, તે વગર સંસાર કેવો અકારો છે એ સહેલાઇથી સમજમાં આવશે.

## માતાની હાજરીથી મળતો આનંદ. સારંગ. ત્રીતાલ.

કેમ ગુણ ગાવું-હિતાળી માંડી-
હતાલી માંડી-હતાળી માંડી=કેમ.
પ્રેમથી પાળી-હિતે હંચોળી-એવી તું વ્હાળી=કેમ.
ચોહ્યાં મુંખ તેં-હોળી નિમાળા-તન ખંત ઝાલી=કેમ.
પ્યારે તે રાખી-વેઠો તેં ચાખી-એવાં સુખે પાળી=કેમ.
દયાનો ડુંગર તું-મયા મહાત્મ્ય-એવી ગુણ બાવલી=કેમ.
પ્રભુએ નેમી-તેની તું ચેલી-હૈડે રહે સમાઇ=કેમ.

| ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|---|---|
| કે મ | ગુ ણ | ગા × વું | હિ × | તા લી | માં × ડી |
| ૨ પ | મ°પ | મ°× ૨ | ૨ મ° | ૨ સા | ની સાર |
| હી × | તા લી | માં × ડી | હિ × | તા લી | માં × ડી |
| રે × | મ°મ° | પ × પ | મ°૨ | સાસા | ની સાર |
| પ્રી × | તં થી | પા × ળી | હિ × | તે હિ | ચો × લી |
| ૨ × | મ°મ° | પની°પ | મ°× | પ પ | મ° × ૨ |
| એ × | વી તું | વ્હા લી - | કે મ | | |
| ૨ મ° | ૨ સા | ની સાર | | | |

ઉપલી લીટીઓમાં માતાનો પ્રેમરસ-માતાએ મતિને કસીને કાઘેલો કસ-ખુલ્લું દેખાડે છે કે, દયાનો તેણીમાં ડુંગર છે. તેણી પ્રભુજીની ચેલી ગણાય છે, એમાં કશો શક નથી. જ્યાં શક છે, ત્યાં ખામી માતાની નહી પણ જોનારની છે, કારણ કે આંખ ત્યાં ટુંકીજ હોઇ શકે.

આપણે માતાનું જે કળમથી ચિત્ર ચિતારી ગયા છૈયે, તે ઉપરથી સહેલાઇથી માની લઇશું કે, તેણીની હાજરીથી સુખનો સમય, અને ઘણા ભાગે સુખી સંસાર થાયછે. ગેરહાજરીથી ઘણા ભાગે દુર્દશા અને કંગાળ ભાવ થાય છે, પણ આપણે સઘલાં, બે હાથો જોડી પ્રભુને, પાક અલ્લાને, હરીને, પાક અહુરા

મઝદાને, અરજ કરીશું કે બચ્ચાં પોતાની મેળે સમજતાં થાય, રળતાં થાય--માતાના આપેલા શિક્ષણને વર્તણુમાં મેળતા થાય–ત્યાં સુધી પણ માતાને જીવન બક્ષ! જીવન બક્ષ, ઓ અહુરા કે, બાળકોને હર વખતે માત, સમજ દેવા હાજર હોય! ઓ અહુરા, તુંને સમજવાની અમારી એકલી શકિત, તે અમારી માતા છે, કે જેણીએ અમને સ્પિતામા જરથોસ્ત્રાનો ઉંચો ધર્મ ખ્યાલ આપ્યો. જ્યારે, તેણીજ, અમારી નઝરથી ચાલતી થાય ત્યારે આ ડગમગતી દુન્યામાં અમે, કોણથી સલાહ મેળવશું? ભલે ધન્ય, યા ધાન્યમાં કચાસ રાખ પણ, માતાની હૈયાતી ખતમ થવાનો સિતમ, તુંનેજ માલમ છે, અહુરા કે, અમે કેમ ખમીશું?

"નારીની ઉત્તમ આંકણી"

કષ્ટ અને કહાણી કાપતી – નારી જુવો –?
ખંતીલા ખમીરમાં અમીરી ખ્વાસ જુવો નારીમાં!
ગમ અને ગમગીનીનો ગોટ ગળતી નારી જુવો?
ચકના ચિતવનમાં ચાલતી ચલવલ જૂવો નારીમાં!.
છઠીના છેડાની છેવતની છક્કડ ખાતી નારી જુવો?
ઝંખવાના અવતારમાં જંપથી ડંખ ખમતી નારી જુવો?
ટવળતી તાણમાં શાન્તિ રાખતી નારી જુવો
ઠંડકમાં ઠરી, બીજાને ઓલની ઓધાવતી નારી જુવો.
ડરામણી દાબમાં **હિમ્મતની કિમ્મત** જુવો નારીમાં!
ઢંગીલા ઢોંગ સામે, નર્દોષપણે નમતી નારી જુવો
તરફેણ અને તરફદારીનો તેજ જુવો નારીમાં
થરેલ સ્વભાવમાં **ગુણનો ગુણાકાર** જુવો નારીમાં.
દરદ અને દુખ વેળા, ખુશ ચહેરે માવજત કરતી નારી જુવો.
ધન અને ધાન્યનો, **શિયળની શોભા** માટે, તિરસકાર જુવો નારીમાં!
નમન અને નેકીના નામ પર જાન દેતી નારી જુવો
પરમ કૃપાળુ ઉપર **અંતરનો આધાર** રાખતી નારી જુવો

ફરીયાદ પર ફીટકાર નાખનો મુંગો ટેક જુવો નારીમાં
બળ અને બળત્વારીથી **પ્રેમ માટે પજરાત** જુવો નારીમાં
ભલાઇ અને ભલા માટે ભાગ લેતી નારી જુવો
મયા અને માન માટે **મોટુ મન** જુવો નારીમાં
યશ અને જશ માટે **જીવતોડ પછાડ** જુવો નારીમાં
રંજમાં રાહાબરી કરી **તેરવનાર ફીરેસ્તો** જુવો નારીમાં
લડાઇના હીંગામમાં **રાત અને દીને બરદાસ** કરતી નારી જુવો
લંપટ અને લીપટને **લપડાક દેતી** નારી જુવો
વફા પર જફાના **આંચકા ખમતી** નારી જુવો
સંતાપ અને સિતમમાં **સબુરી રાખતી** નારી જુવો
શરમ અને લજ્જામાં **લાજ રાખતી** નારી જુવો
હસતા મુખે **સંસારને ઓવરણા દેતી** નારી જુવો
અવનીમાં આવી **અથાગ થાકમાં લાગ ભરતી** નારી જુવો !
આભ અને પરલોકમાં **દેવતાઇ આશિષ** લેતી નારી જુવો
ઇશ્વરના અખંડ બ્રમાંડમાં **શ્રેષ્ટાઇ રૂપમાં** નારી જુવો
ઉરના ઉમંગમાં ઉછળી ઉન્નતી લેતી નારી જુવો
એક મન અને એક ચિત્તે **પુજન** કરતી નારી જુવો
એકયતામા, પ્રભુના **ભાન સાથ એકત્ર કરતી** નારી જુવો
ઓશીઆલા હાલ પર તુછકાર કરતી નારી જુવો
અંતની અગ્નિમા, **હીમ સમાન હુંકાર દેતી** નારી જુવો
આંખની નરમાસ સાથ અકુરને ડોક નમાવતી નારી જુવો !

હવે આપણે ટુંકી નોંધ લીધા પછી સેવટનો ટોળ એવો કાઢશું કે નાનપણથી, બાળકાઓને ઉત્તમ બોમ્યો, ઉત્તમ રાહબરોની ગાઠ કરાવવા જોઇએ કે તેઓ પોતાનો માર્ગ ન ભુલે, તેની ચોકસાઇ કરવી. માબાપોને બાળકી માટે અતિ સાવચેતી ભરી જતન લેવાની ખાસ જરૂર છે—અલબત માતાને શિરછત્ર-ઠીક છે, પણ બાહરની વાતાવરણમાં, બાયડાઓએ સાવધાન રહો, તેમને

સુમાર્ગે ચાલવા દેવા જોઇએ અને બને તેટલી કાળજીથી તેઓની પાછળ સારી નજર રાખી, કુંમળી કળીઓને, નેક રવેસથી નેક માર્ગ ઉપર વારંવાર નિશાન દેખાડતી આંગળી કરવી જરૂરનીજ છે. છોડને શરૂઆતમાંજ સંભાલની યોગ્યતા પિછાણુસો તો, ભવિષ્યની ઓલાદના સુખવંતા ઝાડનું ઘણું ઘણું સુખ જાણસો.

પોતાની 'મતલબના માર્ગો ન દેખાડતા તેમના લાયકના માર્ગ ઉપર હમેશ તેમને ચાલતા જોવા ઇચ્છતાં માબાપને ધન્ય છે! પ્રભુનું ઉત્તમ પ્રકારનું કામ જલદી આનોપવાની પ્રેરણામા શામેલ્યત ખરેજ સ્તુતિ પાત્ર છે-અને જ્યારે તે બાળકીની માતા નથી, ત્યારે તો ખરેજ ઘણીજ ગંભીર રીતે યાદ રાખવાની ફરજ છે કે, તેણીની ઉપર મયા મમતા, આદી સુદગુણના ભાવો વર્તાવવા જોઇએ, જેમાં તે બાળકીથી ઉપજતા ભવષ્યના સુખમાં ઉમેરો કરવાને હમબેરો હાંસેલ કરી એક પાક જીવને પાક રીતે બચાવી, પોતે નેક કામની યાદ તે અહુરાદવાર જાય, તે વેળા લેતાં જવાના આશિષ, જરૂરજ વિચારજો! અને રહેમ, માયા, ધર્મ, દયા હેતથી, માતા વનાની બાળકીની બરદાસ લેજો-અને તે નાની મુંગી આંતરડીને સુખી રાખવા પ્રયત્ન કરજો-! આશિષ તમારા છે, જો તેમ કરવા ચાહો તો, સુખ તમને છે, જો પ્રભુ કીર્તિ ગાવો તો!

તેઓને ધર્મની કેળવણી ઉંચ હુન્નરની કેળવણી, અમબળની કેળવણી ફકત નેક અને ભલી નારીઓથીજ અપાવશો, તો દુન્યા સ્વર્ગના પગઠીયા મીસાલ લાગશેજ.

માતાનો વિષય બંધ કરતાં, આપણે તેણીની હાજરીથી ઉપજતાં સુખ માટે બે બોલ સેવટના ગાઇશું.

## ભેરવી—ત્રીતાલ.

આ ગીતની નોટેશન માટે જુવો સ્વામિ સેવા પાનું ૨૧ મું.

વહાલી માતાની પ્રીતિ તું જીત—પ્રીતિ તું જીત—તે પ્રેમીજું હિત=વહાલી
માતા મધરસ સાગર ભવનો—પાગર દે છે દુખ અને ભયમો
ખંત જતને-તન પટકે તે—પ્રેમીલું ધરજે ચિત્ત, ત્યાં=વહાલી
માતા, ઓ માતા! જગે તું દાતા—કીર્તિ તુજની રહીશું ગાતાં
યાદ કરતાં દિલ હરખાતાં—અહુરા સમ રાખે તું પ્રિત=વહાલી

આ, તે માતાની મમતા—તે દયાનો ડુંગર છે. માતા, ધન છે, મન છે, ઉત્તમ રત્ન છે. માતા, વર્તનમાં હિત છે, ચિત્ત છે, સુખ દેનારૂં પ્રિત છે. માતા દુખમાં દાસ છે, મોઝીલ બરદાસ છે, ગમ દમ ટાળવા ઉત્તમ પ્રકાશ છે. માતા, સુખનો સાગર છે-ઉદાશીમાં આશ છે—હોંસની સાંસ છે. માતા, દિન છે, યકિન છે, ઇમાન છે, ઉમેદનો જાન અને માન છે. માતા, જોશ છે, હોંસ અને ઉમંગનો દેવતાઇ દોસ્ત છે. પાક અહુરા નેણી જ્યાં હોય ત્યાં, આયુશે વધે, ઉત્તમ ભાને લડે. નેકીમાં વધારો કરી, કરાવી જગમાં પમરી મિનોઇ મથમાં જઇ વાંસો કરે, એમ બોલી આશિષ, અને આમીન ચાહી રજા લેતાં ફરી ચાહીશું, કે સઘલી ભલી નેમ માતાથી, પાક અહુરામઝદા પાર પાડે! આમીન! આમીન!

## માતા મહુરી.

ઓ મોરી મૈયા—કર દૈયા—ગળે લગાવોરે મૈયા
મેરી મૈયા જો ચાહે જાન વારૂ—જાન વારૂ ન સતાવું
ન સતાવું મેરી મૈયા–તરસાવું મોરી મૈયા–સરજૈયા–પછતૈયા–તરસૈયા
હારે મૈયા=ગળે

પ્રેમકી પાળી-પ્રેમ ન બીસરાય—બીસરાય એ ડંખ પહેલું સમાય
જાન જળાય-દિલ ડર પાય–કછુના ભાય–ધીર હાય–કૈસે પાય=ઓ

| ૨ | ૦ | ૩ | × |
|---|---|---|---|
| ઓ × મે રી | મૈ યા × × | કુ × × ૨ | દૈ યા × × |
| મ° × પની° | ધ° પ × × | મ° × પ ની° | ધ° પ × × |
| ગ ળે × લ | ગા વો × રે | × × × મૈ | યા × × × |
| મ° ગ°× સા | ૨ મ° × મ | પ ધ°ની° ધ° | પ × × × |
| × × મે રી | મૈ યા × જો | ચા હે જા ન | વા રૂ × × |
| પ × મ°મ° | પની° × સા | ૨ ૨ ની°સા | ૨ ૨ × × |
| × × જા ન | વા રૂ ન સ | તા વું ન સ | તાવું મે રી |
| પ × મ°મ° | પની°ની°સા | ૨ ૨ ૨ ૨ | ગ°૨સાની° |

| મૈ યા ત ર | સા વું મો રી | મૈ યા લ ર | જૈ યા પ છ |
|---|---|---|---|
| સ સા × ર | ગ°રસાની° | સા સા × ર | ની°ની°×સા |
| તૈ યા, ત ર | સૈ યા × × | હા × × રે | મૈ યા × ×=ગળે |
| ની°ધ°×ની° | ધ°પ × × | મ°× પ ની° | ધ° પ × × |
| પ્રે × મ કી | પા × ળી × | પ્રે × મ ન | બી સ રા ય |
| પ × પ ધ° | મ°પગ°રસા | ર મ°× મ | પ ધ° પ × |
| બી સ રા × | ચે × ડં ખ | પ હે લુ સ | મા × મે રા |
| ની°ની°ની°સા | સા ર ર સા | ની°ધ°પ મ° | પ × ર ર |
| જા × ન જ | લા × × ય | દિ લ ડ ર | પા × મો હું |
| ગ°ર મ ની° | સા ક ર ર | ગ° ર સાની° | સા ક ર ર |
| ક છુ ના × | ભા × × ય | ધી ર હા ય | કૈ સે પા ય=ઓ મોરી |
| ગ°રસાની° | સા × × × | ની°ર ર સા | સાની°ધ°પ |

## નારીનું બીજુ રૂપ, તે બહેન છે.

આપણે આપણા લેખમાં, નારીનું બીજુ રૂપ તે બહેનનુ ચિતારીશું. કદાપી કોઇને બહેનનો મેલાપજ ન થયો હોય, તે માટે બહેન રૂપ ન ચિતારવું, એ કેમ બને?

બહેન રૂપમા નારી, ભાઇ માટે ઝાઝુ કરી ન શકે, કારણકે, તેણી વહુજ થવા માટે આવીછે, અને ભાઇ હોય તો બહેનનેજ, લાડે વધાવે, તેણીની પાછળ બરદાસ કરતો રહે, તેણીના સાસરીઆમાં સુખ મલે, એવો ભાવ ભજવતો રહે. બહેન તરીકે આપણે કાઇ તેણી તરફથી કશાની આશાજ ન રાખીયે, એટલીજ આશા, કે તેણી, આપણા દુખમાં ફકત દિલસોઝીની દવા માફકજ રહી શકે. તેણી જેમ કોઇની બહેન છે. તેમ પત્નિ પણ થઇ હોય, અને તેણી માટે પત્નિપત જાલવવાનુ વળ હાથ આવ્યુજ છે, તો આપણે પત્નિરૂપના ભાવ તરફ તેણીનુ લક્ષ ખેંચવાજ ભાઇ તરીકે કોશેશ કરીશુ. તેણીને શિખામણ દઇશુ કે પત્નિ થતાંજ, નંદન માટે અદેખાઇ રાખે નહી. સાસુથી, પતિને છુટો પાડે

નહી. ઓછુ પડતા, ભાઇ બહેન હોય, તે આગળ જઇ, નાનાનુ મોટુ રૂપ કરે નહી. ભાઇ અને બાપ થવા માટેજ નબોળા વિચારને હૈડે ધરી રાખી, હૈડુ છોડી દેવાનો વિચાર મકકમજ પોતે દાબી દીયે. બીજાના સુખમાં આગળ રહી ઉમેરો કરાવે. બનતા સુધી સાસરાની વાત મનમાજ રાખે, ચાવાચીવી કરવાનો સેજ કોશેશ કરતા, પોતાને ત્યાં આવતા બાળકોમાં તેવો ચાવાચીવી કરવાનો શોહ તૈયાર કરવાનાજ કામમાં ઉમેરો કરશે, જેથી જગતમાં, આજે એવા જીવો પડયા છે, કે, પોતાનું કામ સમલેન કરતું અધુરૂ રાખે છે, અને પારકાની ચાલ અને ચલન ઉપર બીન દેહસ્ત બોલો ઉચ્ચારે છે, જેથી સંસારનો ઉત્તમ ભાવ તેઓને મલતો નથી, અને ઉંચ મનસની પાવન કરવા નો ભાવ, તેઓને જડતો નથી. જેઓ આવા વિચારમાં ચાલ્યા જાય છે તેઓ માટે અમોને દલગીરીજ છે, પરંતુ, તેમાં વાંક તેઓનો શોધવા બદલે અમો, તે વાંકના દોષીત તેઓના માત પિતા, અને ભાઇ બહેનોનેજ ગણીશું.

અધુરા મનને બહેકાવવાથી કદી શાંન્તિ અપાવી નથી. પરંતુ તેને તરતજ બંધ કરતા, કાંઇ હુશીયારી ચમકે છે. જેટલી બેપરવાઇની વાત ચાલે છે, તેને સમજનારા શોખીનોજ ન હોય, તો વાત આગળ વધેજ નહી. એવી બાબતનું ઉત્તેજન મલ્યું, તે ઉત્તેજન આપનાર જીવ, અહુરાની સુંદર સાંકળને ખરડાયલી કરવામાંજ ભાગ લેતો કહેવાશે, અને તેમ કરવાથી પોતેજ દુખી નહી રહેશે, પણ બીજાઓને દુખી બનાવશે. આ માટે આ પુસ્તકમાં દુખી દિલને દયા નામની યાદી સમાવી છે, તે ઉપર વ્હાલી બ્હેનનું લક્ષ ખેંચીશ.

ભાઇઓએ કેવળ યાદજ રાખવાનુ છે કે, બહેન પણ નારી રૂપનીજ મતા છે અને નારી રૂપ જગતમાં કોમળ હૈડાંનુંજ કેહવાય છે. જરામાં ઓછુ માની લીયે, જ્યાં વધુ હોંશ પેદા કરવા જેવો માલ જડે, ત્યાં દોડી જાય, તો ત્યાં ક્ષમા દ્રષ્ટિજ રાખવી. બહેન પોતાની નામના માટે, પોતાના સુખ અર્થે, ખરા ભાઇ કરતા પરાયા પણ ધર્મ ભાઇ તરીકેની ઉપમા આપી, ત્યાં પણ

જીવ દીયે, તેથી કાંઇ ખરા ભાઇને ચિંતા રાખવીજ નહી. કારણ કે, તેણી પોતાના તાતકાલીક સુખના શિખર ઉપરજ મન ચોટાડી રાખશે. બહેન ગમે એવાબી ભાવ દેખાડે, પણ ભાઈઓએ, તો ત્યાં સુંગી અદાથીજ કામ કરવાનો ધરમ સાચવવો જરૂરનો છે, અને ગમે એવા, બહેન તરફથી દુખ પણ આવ્યા તો હિમ્મતથી ખમવાં, એજ ઉત્તમ માર્ગ છે.

બહેનને ભાઇ કરતાં, પતિભકિત વ્હાલી છે. બહેનને ભાઇની તરફદારી કરતાં, પતિના કહેનને માન આપવા, ધર્મજ જાણે સુચવે છે. બેહેન જ્યારે ભોંજાઇ-ને દેખે છે, ત્યારે, તે બહેનને, ઘણીજ કાળજી રાખવાની છે, કે, એક પરાઇ-પુત્રી, ભોજાઇ થઇ ઘરમાં આવી છે, તો તેણીના માર્ગ ઉપર સુંદર શ્બદોનું સુખ પાંથરવું તેણીનાં કામમાં ઉલટથી ભાગ લેવો, તેણી જો બીન અનુભવી હોય, તો, તેણીને, ધીમા, પણ ઉલટમંદ ખ્યાલ આપતા, વિચારોથી સજ કરવી, તેણીને એવા મીઠાં રસભાવથી સંસાર દેખાડવો, ચાલુ માર્ગ ઉપર દેખાડવાંથીજ પોતાને અને બીજાઓને સુખ દેવામાં યોગ્યતા થાય છે, સંસાર માહેંથી જેવોનાં દુખો હઠી જાય છે. કુશંપ રાજ કરી શકતો નથી. મોટી જગ્યાઓ, શંકોચિત બનતી નથી. મીઝાજના કાબુથી, કરકસર સચવાશે, એક રોશની, યા બતી નિચે, એકથી વધુ, પોતાનું કામ કરી શકશે. સંપથી સાથ પલાયો છે, તો કવખ્તે દરદીની સારવાડ કરવા એકથી અનેકો તે કામ ઉપાડી લેવા ફાજલ રહે છે. કુસંપ ઘરમાં પેવશ કર્યો, કે, અટુલા, અને એકલા પડી, થોડાક મોજ સોખના ખ્યાલમાં, ઘણી ચિંતા, અને વિટામ્બનાને ઘરમા તેડાં કરવા જેવો ભાવ પેદા થાય છે. દુર્દશા અને તંગી વધી હાય ઓલવા મન તૈયાર થઇ, સદા બેહોશીમાં ગબડી જવાશે. એક ઉધ્યોગી અને ઉમંગી જીવ, બેકારી અને બેચેનીમાં ગભરાઇ શું કરતાં, શું કરી દેશે. એવા એવા ઘણાક વિચાર કરવા જેવા દાખલાઓ ઉપર, જો, ભાઇ અને બહેન ધ્યાનજ આપશે, તો, સંસાર સુખાલો અને સંપવંતો થશે અને પારકાઓમાં ટેક અને આબરૂમાં ઉમેરો થશે-ઇત્યાદી.

## નારીનું ત્રીજું રૂપ સંસારના સુખનો સાથો-યાને ધણિઆણિ.

હવે આપણે, આપણા વ્હાલા સંસારના પ્રિતનો સાથી, જે બાયડી, યાને ઘર ધણિઆણિ કહેવાય છે તેનાથી ઉપજતા ભાવોનું વર્ણન સાંભળીશું. માતાની મમતાથી પળાયલું બાળક, ધીમે કદમે આગળ વધતાં, માતાના ગુણો અને શિખામણોની વાણી ગોંખતું આગળ વધ્યું છે, તેને હવે યુવાન વયમાં, એક ઉત્તમ સાથીની ખાહેશ હોય છે, તે સાથી, તે તેની પત્નિ છે. આ પત્નિ ઉપરજ પતિના રૂડા માર્ગનો ઘણો ખરો આધાર છે, અને તે ભાગ્યવંત પત્નિ, પતિનું એક બેમૂળ રત્નજ છે. એવા રત્નની સંગતમાં હોવા છતાં પતિ જો, ખોટાં વૈભવમાં પડ્યો હોય, તો ખરેજ દુર્ભાગ્ય કહેવાય, પરંતુ, તેવા વૈભવ ન હોવા છતાં, તે દુખમાં પડ્યો હોય, તો તે માટે તેને દયાજ બસ છે, કારણ કે એવા પડેલા દુખમાં, કોઇ શું કરી શકે? વહેવારૂ ઘડાયલા કાયદાને આધીન થવાથી, બીજાં દુખો આવી પડે છે, તે સહન કરવા જોઇએ, અગર દુખ સહન થઇ નથી શકાતું, તો પોતાની મરજીમા આવે, તેમ કરતાં પણ દુખજ થાય છે તે તો પોતેજ જાણે છે, છતાં, તે દુર્ભાગ્ય જીવ માટે, અમો એટલુંજ લખીશું કે પ્રભુ તેને ઉગાડો!—

આ સંસારના સાથીને આપણે મનુષ્ય જીવનો મિત્ર, યા સ્નેહિ કહીશું. ખરેજ સંસારના માર્ગ ઉપર આ વ્હાલો સાથી, એક વ્હાલો મિત્રજ હોઇ શકે! સ્નેહિ બોલ બોલતાં, છાતીમાં કેવાં હર્ષ ઉછળે છે. પ્રિતમાં કેવો વધારો થાય છે! સંસારની સાંકળ કેવી રૂપાળી લાગે છે! પ્રાણમાં કેવો આનંદ જોશ કરે છે! રૂધિર કેવું સ્વચ્છ રીતે વહેતું જાય છે! એવા ભાવ ઉપજાવતો, આ સંસારનો સાથી, ગમે એવી આપણી માઠી હાલતમાં પણ અંધકારમાં એક મસાલ છે. દુખને દાબીને કાઢવામાં, પ્રેમી મિત્ર છે. કંગાળ હાલતમાં, એક સુંદર સાથનો પ્યારો આશિર્વાદ છે. એવા સુખને સાંધતો, તે સાથી, તેજ ધણિઆણિ તેજ, પ્રિતની પત્નિ, અને મયાળુ મહિલા સાબેત રહે છે. ઉંચ બાનની આ ભામિની, ખરેજ, માયાને આકર્ષ કરતી મોહિનીજ કહેવાય! પ્રભુ,

જગેજગ આવી ભામિની હોય! સંસારને દિપાવતી સરીતા હોય! વંઠેલ વેઠનો કાંઠો ભાંજનાર વનિતા હોય એજ ચાહી આગળ વધીશું!

આપણે સ્નેહી માટે એક કવેતના દોહરા ગાશું

સ્નેહિ છે—એમ બોલતાં—આવે કેવાં હાશ!
તેની દ્રષ્ટિ દેખતાં—ઉરમાં ઉછળે સાંસ
સ્નેહી સ્નેહનો ધોધ છે—અદ્રશ્ય તેમાં વીજ
સ્નેહિ કરતાં જગ મહીં—ક્યાં છે મોટી ચીજ?
સ્નેહિ સુખનો સાથ છે.—દુખમાં છે તે દોસ્ત
ગમે એવાં કષ્ટ ખમી—સાથે સોસેં દોષ
સ્નેહિ જે કોઇ કોઇનો—હશે ત્યાં સત પ્રેમ
એવી સુરતા હોય તો—નહીતર નીભે કેમ?
ભલે સ્થિતિ હોય જુદી—સ્નેહ ન દેખે ફેર
પોતાનું રેડી હળે—એવો સંપજ મેર
સ્નેહનો સત્ય ટેક ખરો—ઉંચો તેમાં મેલ
ગમે હો પરીતાપ ત્યાં—સ્નેહ ખરો ત્યાં ભેલ!
સ્નેહ શુભ સંગાર ખરો—પજરે હરનો હોંસ
ભલે દુખવું સાથ પડે—કદી ન લાવે રોષ
જુદાં બે ખોલ્યાં મહીં—ભર્યો સ્નેહિ હીત
જુદાં છતાં જોશો ત્યાં—બન્ને એકજ ચિત્ત!
સ્નેહિ સંબંધ સાચવો—ઉત્તમ કેવાં ગુણ
લાખ સોસે એક તોય—બોલે નહિં સખુન
ભલે ચાલી જાય છે—સ્નેહ કદી ના તોડ!
બ્રહ્માંડમાં પાછી થશે—નક્કી પ્રિતની જોડ
ભુલ્યાં ત્યાંથી ગણુશેજ—ભણી સ્નેહનો દાવ
માંગુ પ્રભુ પાસથી—એવા સ્નેહી ભાવ!

સંસારની સાંકળને શોભાવતી સરીતા માટે આ સોનેરી સખુનો ખરેજ શોભા આપનાર છે, જ્યારે એવી રીત નથી રાખતી ત્યારે સંસારને કંકાસમાં હલાવી રહેલી વિષારી વનિતા માટે, નિરાશો કવેત અકારત જશે નહી.

વિષારીઓ વનિતા રે—કાં તું વિખ રાખે મન!
અરે તે વિખ રાખીને—કા ત્હારૂ રે તારે તન?
કદિ તું વિખ રાખીને—ભલે ફાવે જરાએ પણ
અગન તે વિખની બળશે—નહીં થાશે અરે તે સહન.
ભલે જે. વિખબળવાથી—રે, જો શીખ તે આપે
આદરશું, અમે તેને—અગર દુર્ગુણ તે કાપે!
જન્મ તેં માતથી લીધો—જવું ત્હારે પરાયન ઘર
તે પ્રારંભનો આધાર—સદા તે સાથ ત્હારે સર
કદી આ વિખના મુળને—કદિ ના રોપ ભિતર માંહે
હઝારો હો ઉગેલાં ઝાડ—ઉખેડે તું અગર જો ચાહે.
પ્રભુએ તુંને આપી છે—રસિલી વાહ ભરી છે કાન્ત
કેહેર તે ઝેરના કાપી—કરાવી લે ખરી તું શાન્ત
નઝર દઇને સીતાની યાદ—કરીને તું સદારે ચાલ!
વળિ રાધાના દ્રષ્ટાંતો—ફરીને તું ફરીને ભાલ!
હઝારો ગુણ છે તુંજમાં—નઝરમાં તું સદા સાદી
જગતની તુંજ માયા છે—રૂડા પુષ્પોની તું વાડી!

આ ઉપલી લીટીઓ ઉપરથી સહેજ સમજાશે કે અદેખાઇની આગમાં હોમાયલી મહિલા, સંસારને બેતાલ બનાવે છે, ધણીને ભગાવે છે તેના દિલમાં દુર્દશાનો ઝરો વહેતો કરે છે. હુજત જીદ, અને બેવફાઇને પડખે રાખી, સંસારને કંકાસનું બજાર બનાવી, પતિને બેજાર બનાવે છે. સીતા અને રાધા જેવી સતીઓને યાદ કરતા, તેમના પતિઓ માટે કેવો ઉંચો ખ્યાલ થાય છે! ઇરાનની બાનુ, ગોરસપ, અને રોદાબે જેવી દિપક નારોથી ધણીના હૈડા કેવા છળકાશે?

સંસારના સાગરનાં પાણીમાં તરતો કરનાર વ્હાલી માતાં હતી, પણ તે સાગર પર જીવનની ગાગરને ડુબતી અટકાવનાર, અને વા તથા વિંઝોરાથી નિરાલી રાખનાર મુર્તી, તે પતિ છે. પતિના ઉંચ પતને, સંસારના સુખનીજ સુંદર વાડી કહી છે અને તેથી ઉલટા ભાવને, કાંટાની સેજ, યા જીવન સુધીની ઝેરી ઝંઝીર કહીએ તો કાંઇ વધુ નથીજ.

કારણ કે આગળ ચાલતા ખ્યાલ કરીશું કે સતીનો સિંગાર શો ? તેણીની ખુબસુરતી કયાં ? તેણીનુ સ્થાન કેવું? તેણીની ફરજ શી ? ફરજ માટે જવાબ કઇશુ તો એજ હાલ મલશે કે જેમાં અને જ્યાં તેણીનો પતિ રાજી ત્યાંજ તેણી આનંદથી ગાજી રેહવી જોઇએ. પતિને દુખજ દેવા ગાજવીજ કરવા ખ્યાલ રાખતી નારી, અહુરાને સદા અકારીજ રહેશે.

## દોહરા—સતી પતિનો સિંગાર

માયા મમતામાં મઢી-એવી કોમળ નાર
એવા ભવને ભોગવે-તેજ સતીનો સાર।
સાચું શીયળ સાચવે-જાતે ઇજતદાર
એવાં વૃત્તની વાવણી-તેજ સતીનો સાર।
કુળ વંશની લાજને-સાચવે સમજદાર
એવી ચલગત ચાલમાં-છેજ સતીનો સાર।
દુખ કષ્ટને વેઠમાં-કરે ફરજને પાર
એવી રૂડી દિપતી-તેજ સતીનો સાર।
રાય હો યા રંક ધણી-સંત અગર મકકાર
તેને પાળી પોસવું-એજ સતીનો સાર।
રૂપી હો યા રાજ વીર-ક્રોધી યા બદકાર
ધૈર્ય રાખે સેવતા-એજ સતીનો સાર।
ધરમે માતા તાતને-પાળે બેતકરાર
વર્તે હીને બાઇ સાથ-એજ સતીનો સાર।

વેરી આદર ભાવ ધર–એ કેહવત જગદવાર
નેકી ભરજો હર સ્થાન–એજ સતીનો સાર ।
પતી દે હર કામનો–જવાબ પ્રભુને દવાર
પણ પતિની સેવામાંજ–છેજ સતી સિંગાર ।

ખરે પતિ વિના સિંગાર—સતીનો કહાં રહયો અવતાર

વીન પતિ કેમ ભવ તાર— { સતી કયાં જોય મિનોઇનો દવાર
સતી કયાં જોય રૂડો સંસાર }

પત સતી પતિમાં મ્હાલે—તે મલકે એના વ્હાલે
બસ કાળ વહે સુખ ફાલે—સુખ ખરૂ સતી બસ પાલે=ખરે
ઓ દાદાર ત્હારી દાસી—તને લીધી પ્રિતની ફાંસી
રહી પતિ ચિતમાં ત્રાસી—તે પતિ પ્રિતની પ્યાસી=ખરે

| | • | ૩ | × | ૨ |
|---|---|---|---|---|
| ખરે | પ તી × વિ | ના × સિં × | ગો × ર સ | તી × નો × |
| સાસા | ર ગ × મ° | ગ ર ર ગ | સા મ° × મ° | મ° × મ° પ |
| | કહાં × × ર | હયો × અ વ | તા × × × | × ર વિ ન |
| | ગ ગ × મ° | ગ ર ર ગ | સા × × × | સા × ધ સા |
| | પ તી × કે | × મ ભ વ | તા × ર સ | તી × કમા × |
| | ર ગ × મ° | ગ ર ર ગ | સા મ° × મ° | મ° × મ° પ |
| | જો × ય મિ | નો ઇ નો × | દવા × × × | × × ખ રે–પત |
| | ગ × × મ° | ગ ર ર ગ | સા × × × | સા × ધ સા |
| પત | સ તી × પ | તી × મા × | પા × ળે × | × × તે × |
| સાસા | મ° મ° × મ° | મ° × મ° ગ | મ° પ પ × | પ × પ × |
| | મ ળ કે × | એ × ના × | વ્હા × લે × | × × બ સ |
| | પ ધ ધ × | ધ × પ ધ | મ° પ પ મ° | ગ × સા સા |
| | કા × ળ વ | હે × સુ ખ | ફા × લે × | × × સુ ખ |
| | મ° × મ° મ° | મ° × મ° મ° | ર મ° મ° પ | પ ધ ધ પ |
| | ખ રૂ × સ | તી × બ સ | પા × ળે × | × × ખ રે= |
| | સા ગ × મ° | ગ ર ર ગ | સા × × × | સા × ધ સા |

ભેરવી—આ માટે નોટેશન જુઓ સ્વામી સેવા પાનુ ૮ મું—"કબિ ન હોસ"

ઠરી છે નાર જગને દવાર ખરે, સંસારની રાણી
રહી તે હિતના ચિતે-સબુરી સંપને જાણી=ઠરી
મુશીબત વેઠ ને દુખે, ગમીનો ગોટ જો આવે
રહી, તે ધીરની પાસે, અહુરાના બારને માની=ઠરી
દીપી સંસારની ડાળે-કમળ માફક સુગંધ છાઇ
વમલ રાખી અમલમાં વાહ, બની તે અહુરની સ્યાની=ઠરી

ત્યારે પત્નિનો વૈભવ સુખ, ઘરેણા, લુગડાં લત્તા, અને સઘળાં સિંગાર, પતિની પહેલી સેવામાંજ બાજુ મેલવાથીજ સતીનો સિંગાર કહેવાય ! આગળ વધી બોલીશુ તો પતિ, તેજ પરમાત્માં છે, યાને સ્ત્રી એકલી પતિને જવાબદાર ઠરી છે. પતિ સીવા તેણીના મનમા બીજુ કશુ હોયજ નહી. પતિની સંગતમાંજ, તેણીની રંગત, તેણીના બાર, અને બોજ ! નહી કે, તેની સતાવણીમાં ભાગ લેવા દોડવું-પતિની આજ્ઞના હાલ ઉપર આલ દોરાવવી ! ભલે પત્નિ જુંડી થરી, અને જગતમા પતિ સામે કાઇ પણ બંદ ઉઠાવે, પરંતુ, તે આ ક્ષણીક દુન્યા સુધીજ તે ચાલવાનું. પ્રભુ ઘરે, તો જતા પ્રથમજ પુછાશે કે "પતિની સેવા કેમ અને કેવી કરી હતી?"......એ તો જે આત્મા એવો ભાવ ભજવે, તેજ તેના ભાવનો દાત્ર જાણે. પરંતુ-એવા દુખી થયલા પતિઓ ઘરથી બહાર પડયાં છે, અને ઘણાકોમાં કેટલાં ઠડયાં છે ? એ હિસાબ કાઢયો નથી. આપણે આ નિચલા કવેતમાં પતિ તરફની સતીની બીજી સેવા તપાસીશું.

## દોહરા

પતિતો પરમેશ્વર બા—એ કહેવત ના ભુલ !
એવી નાની ભુલમાં—બિગડે ભવનું મુળ.
પતિતો પરમેશ્વર બા—એ કહેતી ના ભુલ !
કરવો હો જો પારભર—છે પતિ એક પુલ.
પતીને પ્રિત દાન દે—રોકી ચિત્ત અચુક !
જતન દેજે રાત દીન—સાચું બરજે સુજ

તુંજ પતિના સ્થાનમાં—ત્હારો છે ઉજાશ
ભર્યો છે ત્હારા મહીં—સંસારે સુખ આસ.
પતિનું પત રાખવાજ—કહાણી ખરે સોસ !
ખુશ્રશે એવી સોસમાં—ત્હારો ઉંચો હોંસ
પતિ ખરે છે પવન સમો—ખેલે બાખો ખેલ
ગમે તેવો હોય પતિ—પણ પડખો ના મેલ !
પતિ જે કંઇ મોજ ધરે—ક્યાં બી કરશે સહેલ
તુંજના પડખે આવતાં—ત્હારૂ પ્રિત તું બેલ !
સ્વાંગત દેજે પ્રિતના—એવાં ધરમે ; ચાલ !
તેની દીક્ષા પાળવાં—હરદમ પ્રિતે હાલ !
તેથી દુખ જો આપ્યાં—માની લેજે સુખ
એ કશોટી પાર કરે—જોય હરીનું મુંખ !

વાંચો "રાગ કે વૈરાગ"—વાર્તા (હરમીસ)

કારણુ કે પતિને રાજી રાખવામાંજ, ઓ પતિ ત્હારૂ કામ તેં પુરૂ કર્યું" એમજ જાણજે ! અને અંત સમયે તું હરિનાજ ઘરમાં ઉંચો મુગત, યા, સતી સંગારનો ઉંચો તાજ પહેરી—રહેશે ! –કારણ કે પતિની ઓ પત્નિ, યાદજ રાખ કે પતિ ત્હારા સાથના જોડાણમાં બાગનો ભાગ સમજે છે, અને નહી કે, આગનો લાગ !

એક ગુણવંત પત્નિ, ધણીના પ્રિતને માટે કેવા વિચારો આદર કરે છે, જે આપણે તેણીના સરોદમા સાંભલીશું—

આ ગીતની નોટરાન "મ્હારે પતિ વિના સિંગાર" પ્રમાણે

મહારા પ્રેમી પ્રિતમ પાળ—કહો શાને વદયાં બ્હાલ !
જો મુજથી છે એ હાલ—તો તો ધીંક મહારો આ બ્હાલ ?
રહી તન મન હું સિંગારી—તુંજ રાહ જોઇને સારી
તું વિન જીવ તરસાલ—કોને આવે મુંજનો કાળ=મ્હારા

પુંજારી ફુલ ને પાન—ચઢાવે મન્દિર માંહી
ત્યાં કંકું ન હોય લાલ—તો તો ખાલી છે તે થાળ=મ્હારા
મ્હારા જીવન જીવના જાની—તમ વિન ખરેરે કહાણી
મુંજ સર્વે વૈભવ ફાની—રહું { અહુર / હરી દ્વાર અંજાણી=મ્હારા
ઓ આવો કાંડી ઝાલો—મ્હારા ભવને નારે બાળો
એ પ્રિય પતિ મુંજ સાથ—મ્હારા અહુરા ઘર પર ચાલો=મ્હારા

ઉપલા શબ્દોમાં ખુલ્લે ખુલ્લું માલમ પડે છે કે પતિ પતિના પ્રિત વિના કેવી નિરાશી બની છે. પોતાના આભુષનો વટિક પણ જોવા માંગતી નથી, તેના ઉપર દાવાનો હોશ ભાસતી નથી, પોતાના સંસાર ભવનો તાલો, પોતાના પતિના હિત ઉપરજ બાંધેછે, પોતાના પતિના પ્રિત વિનાની ગતિ, મન્દિરમાં ફુલ ચઢાવવા જનાર પાસે, જેમ કંકું નહી હોવાથી તે પુંજનની થાળી, ખાલી ગણવામાં આવે છે, તેમ માની લે છે. પોતાના પતિની ગાંઠ વિના સઘળાં વૈભવ વ્યર્થ ગણે છે. જેને પોતાના પતિનું પ્રિતખોહયું, તે બાઇએ, તે પતિનુ પ્રિત મેળવવા એક માર્ગે ભકિતજ કરવી જોઇએ, જે બાઇ પતિનું પ્રિત ખોહી દઇ, ઔર ઉપરથી સતાવણી કરે, તેને કેવાં કષ્ટો ખમવા પડે તે કહેવાની વાતજ નથી. એવા પ્રિત વિનાના સંસારે જીવીને રીબવું તે કરતા બીજા ઘણાક ઉપાયોથી, એ બનતા બનાવો અટકશે. પતિના પ્રિત વિના તે હરિના ઘરનો દરવાજો વટિક મેળવતાં અંજાણી રહેશે, એવી મતિ આપણે ઉપલા શબ્દોથી સાંભળી, હવે એક બીજા સંગીતમાં, આપણે તપાસ કરીશુ કે નારી કેવા કામ કરી રહી છે, અને જયાં તેણીએ, સાચ્ચી ભકિતથી સાચ્ચી હુશિઆરીથી પ્રિત મેલવવા યત્ન કર્યો હોય ત્યાં કેવી અમતા પાછી મેલવી ફરે છે, તથા તેણીની કેવી આંકણી થાય છે, તે જોશું ।

## ભેરવી ગઝલ.

જુવો નોટેશન સ્વામિ સેવા પાનું ૩૪. "ભર લેજો તાબ."

નારી સુખ સંસારનું—આપી કરે છે શાંન્ત મન
નારી હસ્ત મુબારથી—આનંદ આપે તન બદન=નારી

નારીની જબરદસ્ત નેક—ટેક તેમાં છુપેતો રહે
નારી રીતી રાસ્ત ધરી—પ્રીતે કરે જોર જતન=નારી

નારીના ગુણ લાખ ઘણા—રાખ કરશે લઇને રંજ
નારી જેવો ગંજ બેમુળ—એવું તે આબદાર રતન=નારી

નારી જીવની આશ છે—સાંસ તેમાં ભર્યો રહે
નારીનું હૈડું કદી—રહેતું નથી હરદાસ કઠણ=નારી

નારી લોહચુંબક સમાન—જેન રાખી દાઝ ધરે
આકર્ષે સ્વચ્છ વ્હાલથી—ઘેર હોવ યા જાવ વતન=નારી

નારીનો પમદાર વાહ—સુગંધ પમડે વંશ પર વંશ
અહુરા
પ્રભુ } એ, એમાં ભરી—માયા સારી અંશે અંશ=નારી
અલ્લાહ

આ ત્રીજા રૂપની નારી, પોતાના રૂડા કામથી, આકૃતીત હાલથી, મન અને તનને સ્વસ્થ રૂપે રાખી સુખ દીએ છે, અને લીએ છે. આ દુન્યામાં સુખ મેળવે છે, મેળવી આપે છે તેમ પરલોકમાં પણ મેલવી લેશેજ. આવા રૂપનાં સુખથી જ્યાં સિંગાર કરી રહયાં હોય, ત્યાંની રૂપાલ સ્થિતિનું શું વર્ણન કરીશું ? પણ જ્યાં ઉલટાં ભાવના અંગારજ ઢગઢગી રહયાં ત્યાં દુખના દંખની વાત શી ? તેમાં દુખ ખમનારની ગતિજ શી ? તે પ્રભુ જાણે ! પતિના ચિત્તને ઠારી રાખનાર, આ નારી, છે. તેણીની એવી તો કળા, નરમાશ. મયા દયા આદી ગુણોથી સજ કરી છે, કે, રજ રજ કારણમાં પણ પોતાના પતિને પોતાના ઉત્તમ ગુણોની ખાનમાંથી અતિ હિત દાયક માન આપી જાન પટકવો જરૂરનોજ છે, કારણ પતિ પત્નિ ભવથી સુખજ જોવા આવ્યો છે. પત્નિના ચોખ્ખા પ્રિતમાં તે, સુખ અને દુખમાં. ધીરજથી તરી જાય છે. જ્યાં, તેવાં પ્રિતની કચાશ છે ત્યાં કશા પણ રૂડા ચિતાર ચીતરાવવાની આશાજ નિર્મૂળ જાણવી !

સંસારમાં સુખ આપતી પત્નિનું બીજું વર્ણન આપણે કરીશું. જ્યારે સંસારની સીમા ઉપર વહેવારૂં લગ્ન થાય છે, તેમા પણ ઘણીક વેળા ઘણાક ટકા

સુખમાં હોય છે, પરંતુ, તે માટે જવલેજ એવા દાખલા થઇ શકે છે, કે જેમા, બન્ને જુદા છતાં એકજ જીવ જેવાં હોઇ શકે ! એવો વખત કોઇની જીંદગીમાં આવે છે, જ્યારે, સામ સામી જાતીના, સામ સામેના સમાગમથી એવાં બે જીવો આવી ચઢે છે, કે તેઓ એક બીજાના અરધાં અંગજ હોય ! એવા બે જીવો, જ્યારે, તેઓના, કોઇ પણ જાતના, વહેવારૂ બંધણુ પછી આવ્યાં હોય, તો કાળની કળા, યાને વહેવારૂ નઝરનાઓની દ્રષ્ટિમા દુખજ મેળવશે, પરંતુ, કોઇ પણ જાતના સંબંધમા, જોડાયા હોય, તો, તેઓ ઉત્તમ સુખના સાથીઓ બને છે, ક્યારે, કે માત પિતા, અને સગાં સ્નેહિ, જો તેવા જોડાણમા, તવંગરી અને ગરીબાઇનો ખ્યાલ નથી લાવતાં ત્યારે ! એવા સાથીઓ, એકત્ર થવે, ગરીબ ભાવને ઉંચો ભાગ માને છે, ગમે એવી સ્થિતિએ, રાજેશ્રી જેવો ટેક અને મોભ રાખે છે. ગમે એવા દુખે છુતાં પડતા નથી. એક, બીજાને માટે જીવતોડ મહેનત ખેંચે છે, કુલ બ્રહમાંડની રચના એક બીજાના નેત્રોમાં જોતા જણાય છે. એવું, તેઓને મનથી કોઇ પણ દુખ ન હોય, જે તેઓ, એકમેક ખાતેર ન ઉઠાવી શકે, પરંતુ તેના દુખમાં શામું તેઓનું પ્રીતીબળ વધતું રહે છે, આશા ઉપર આંસ ચોટાડે છે. અને ભવ ભવના સાથીઓ સંધાઇ રહેવાનો પવિત્ર લેખ પ્રિતમા બાંધે છે. એવા ભાવને સરળ સમજાવનારૂં ચિત્ર તે સંગીતમાં ડોરશું

### માંડ—રાગ.

પ્રાણ સુખોથી જાય છળકાઇ રે—
મ્હારા મનની શાન્તિની, વાહ વાહ કરૂં, શી,
મ્હારા આનંદના લીલાહને પ્રભુ સમ ધરૂ=મ્હારા પ્રાણ
ભારી ગુંજની કાળજી—જોઇ જીવ હરખાય—
આથી ગુંજનો ગું ખરે—કહો કેમ કરી વીસરાય
મ્હારા રાજનના દર્શનમા નેત્રો દીઠાં
પિતા માતૃની પ્રિતીમા પ્રચળ દીઠાં
બ્હેની બંધુની ભાવનમાં ભવ્ય દીઠાં

**સર્વે સાગરની સીમાયે સરળ દીઠાં**
**મ્હારા અર્ધાંગ મિત્રમાં અખંડ દીઠાં=મ્હારા પ્રાણ**

જ્યારે સંસારની સીડી ચઢવાના પહેલા પગઠીયા ઉપર હસ્ત મેળાપ થયો છે, ત્યારે સ્ત્રી અને પુરૂષને બન્ને સાથે મલી—એક જીવ સમાન થઇ,—સંસારનો રસ્તો આગળ કાપવાનો ટુંક ખ્યાલ આપણે દીઠો.

ધંધાની ધમચકરીમા ધમધમી રહેલા, કારોબારની થાકવી નાખનારી થાક, કોણ નથી જાણતું ! ત્યાથી પાછા ફરતી વખતનો પોતાની પત્નીનો હસતો ચહેરો, જાણે પતિની થાક તરતજ ઉતાડી નાખતો હોય ! આખ્ખા દિવસની અનેક હાડેસાભરી નોકરીથી, પરવારી ઘરે પાછા ફરતાં ગરીબ પણ ચોખ્ખું સુખ આપવાના ખ્યાલથી, ખિલવી રાખેલો સંસારનો બાગ કરનાર માળી, જે બારણામા પેસતા પતિને સુખ નિવાસ કરે છે, તે કોઇજ નહીં પણ, પતિનો અર્ધો પ્રાણ, તે આ પત્નિ છે. સાદી અને સુતરી જીંદગીમા, ટુંક પુંજીમા, પણ ખુશી ભરેલા, છળ છળ થતા હૈડા સાથે—સાદી વાણીઓ કરી અમૃત સમાન સ્વાદ બનાવતી પ્રિયા પેલા થાકેલાની રંજ, તરતજ કાઢી નાંખી સુખ દે છે—પેલો પોતાની ગરીબાઇમાં સુખ માની, પોતાની સાદી કમાઇ ઉપર શુક્ર કરતો પુકાર કરે છે, તેનું મુળ કારણ તેની મયાંવંતી મહોબતવંતી, પાક નેક પ્રિયા છે—

ગમે એવા વિકાળ સ્વભાવના બરા ઉપર નેક પ્રિયાનો પ્રેમી હાથ ફરવાથી, ઝટ દેતો ઝેરી કટેરો, તન બદનમાંથી કાઢી નાખવાં પુરતો છે—

ગમે એવાં ધનાઢ્ય માબાપની પુંજીની, જરા પણ દરકાર કર્યાં વિના પોતાના વહાલા પતિનું સાદું નિમક અને રોટી, તે ભલી, સદગુણી, ગુણીયલ પ્રિયા, અનંત કાળના સુખ સમાન સમજી, વહાલથી સામે બેસી ખાયે છે ખવાડે છે— ! ઓ તે દેખાવ ! તે કલ્પીત રચના ! કયાં જોશો ! પાકી જે પ્રિતમા ! કોણથી ? પત્નિથી—

પોતાની પ્રિયાનાં અખંડ વહાલ ખાતેર પેલો ગરીબ કમાઇવાલો પોતાની પ્રિયાના સ્વચ્છ, અને ઉત્તમ સુખ માટે, પાદશાહીની તાણ કરતો નથી—દુન્યાની ચકચકીત ચાઇ ઉપર, આસ ધરતો નથી.

પોતાના નાના સંસારમાં સુખી દુન્યા જોતો, સુખી અને સંતોષી ફરે છે—ગરીબ છતા તેના કપાળ ઉપર તેજ જુવો ? કારણ શું ? પોતાની નેક પ્રિયાના પ્રેમથી તે પુરછે ! ગરીબાઇ છતા કમરથી તેનો ટેક, અને અણ જુવો ? તે કેમ ? નેક પ્રિયાના અખંડ વહાલના મળકાતથી !

નિર્ધન છતાં, ધનધ્ય કરતા ઉચ્ચો તોર તેનામા જોશો, તો કયાથી ! પોતાની નેક પત્નિ નિખાલેસ સ્વચ્છ વહાલથી ! તેવા એક પુરૂષને તમે ગમે એ સ્થાને બદલવા માંગશો, તો નાજ પાડશે, કારણકે બીજાઓને દેખાતી સાદી સ્થિતિ—તેના મનથી ખરેજ સ્વર્ગ સ્થાન છે.

ત્યારે શું આ સ્થાને, રંક સ્થિતિને આવાં ઉચ્ચાં, આત્મીક દરજાને વધારનાર સ્ત્રી, તે ફરેસ્તો ન કહેવાય ? ત્યારે આવી સાદાઇમા, રાજ્ય છત્ર જેવું સુખ આપનાર પત્નિ, રાહબર દૈવી નહી કહેવાય ? ત્યારે આવા રૂડા, સાદા, ગરીબ ભાવમા હર્ષથી, પ્રેમથી, હાવભાવ આપતી, રૂડી, પત્નિ પર લોકમા નહી પુંજાયે ? કેમ નહી ? ખરેજ પુંજાયે ! પણ ત્યારે ફરી પ્રશ્ન પુછીશું, કે એ કોણે બનાવી, કોણે ભણાવી ! તો જવાબ મળશે કે "માતાજીએ !"

હવે આપણે એક રૂપાળી, ધ્રવ્યવાન સ્થિતિના સંસારની પ્રકૃતી જોઇશું—રૂપ છતા, કેવળ ધરમા એઠવાડ ! રૂપ છતા કેવળ કામમા આળસાઇ ! તરેહવાર સુખ છતા, નેત્રમા અદેખાઇ, ક્રોધ, તુંડી ! પછી તેણીને શું, સુખ આપતી સ્ત્રી સમજવી ! ના ! તેને બદલે તો એવા સુંદર કપડામા સજ્જ કરી એક લાકડાની પુતલી જોઇ રહેવાથી કાઇ સહેજ સુખ મળે !

હવે એવી પુતલા સમાન રૂપાળી, શું કહેવાય, જો મુર્ખ વાતજ ચાલી રહી હોયતો, ધર સંસાર સ્વર્ગ, કહેવાય યા દોજખ ! ભોગવે તેજ જાણે ! એવી કલાંત સ્ત્રીઓને—આપણે પ્રથમથીજ નારી વર્ગમાં દાખલ કીધી નથી પછી, તેઓને શયેતાન સાથ હવાલો આપી રહયા—ત્યારે તેવી ધર બાંઘુ સ્ત્રીનું વર્ણન શા માટે કરવું ? એવો એઠવાડ દ્રષ્ટિ ધરવાથી શૉ ફાયદો ? એવા બેઠંગા સંસારના બઝારમાં ફડાકા કરાવવા શા માટે ? ફકત તેવા સંસારમા રીબતાંઓ માટેજ અમો ચાહીશું, કે પ્રભુ તેમને ઉગારો ? તેવાઓને, સતાવનારાઓથી અહુરાજ આસરો દોયે !

## નારી નેક આસ છે.

નારી સો સિંગાર—ખરે તે સ્થાન દિપાવે–નારી પ્રેમી પાર—ખરે તે પાપ કપાવે.
તેથી શોભે બાર–ગુણે તે હેતજ લાવે–તેથી સુખનો સાર–ખરે સંસાર દિપાવે.
નારી કોમળ વેલ–છતાં છે ધીરજ કેવી–દુખનો જીલે મેલ–છતાં છે મૂરત દેવી
નારી રાખે લાજ–બધાંનું સંકટ વહોરી–નારી છે ફુલહાર–ધરે છે સુખની દોરી
બાળક, પાળે નાર–કદિ ના તે કંઇ હારે–હોયે સાથે આર–પળાવે સંપજ લાડે.
નારી જગને કાજ–પ્રભૂએ દીધી ટાઢે–ધીરમાં ધર્યું કાન્ત–જીલે છે સંકટ માથે.
લાધો ભવના શ્રાપ–કદિ ના સામે બોલે–મુંગી સોસે થાપ–વિચારી વ્હાલું તોલે
કેવો ભર્યોછ લ્હાવ-હસિલ છે કેવી નારી–તેથી મલશે સાવ–બધાંને સ્વર્ગની બારી.

દરેક ધર્મના સોંપનારા સંતો અને પયગમબરોએ, પણ નારીની સીફત આઇ છે, અને જગત ગાતી રહી છે. મરદના દુખ નિવારણ કરી સ્વર્ગની સીડી દેખાડતી ઉંચ નિશાણ, તે નારી છે. સંકટ સેહવવામાં વહેલી, સુખ દેખાડવામાં પહેલી, ખવાડવામાં પહેલી, વેદનાની વળપર વળ ચઢતી કળ ને કળાથી કાઢનાર પણ, નારી પહેલી, તેમજ વહેલી છે.

કદાપિ કોઇ દુખથી ધીરજ ખોહી દેવા જેવા પ્રકૃતિ ઉપર આવી હોય, તે માટે નિચલા શબ્દો કાઇક રૂડોજ સાર લાવશે.

'ઘરની ઓ રાણી–ઓ રૂડી નાર ?–ત્હારા રે સંસારને તું પ્રેમથી તાર ?
પતિની સેવામાં ધરમ તું જાણ–નિભાવી લેવાને, દેજે તું જાન ?
પતિને કઇ ના બોલે જુંઠું—ગમે હોય કામ તું દેખે જુદું
તેનીજ ઇજ્જતે, આપ હરદમ—ત્હારા પ્રકાશિત સત્યનો દમ ?
બળાને કદિ તું ના કર ગમ–તેથીજ બનશે ઐાર ચિત્ત ભમ.
પતિ છે, ત્હારો રે પરમેશ્વર—તેથીજ દિપે છે સતીનું ઘર
તેના તું કામોપર ટીકા કરે—ત્હારાંજ ભોજન ફીકાં ઠરે
ધણીના વાતોમાં ગમે હો કસ—તેને તું માનેજ વર્તી લે બસ
સંસારે ત્હારો તો થાય છે કસ—દુખોમાં સુખજ માની લે બસ
જગે તું નારીનો અવતાર છે—દુખોને વેઠી લે, ભવપાર છે.

આ પ્રમાણે પતિને માટે, સંસારના સુખમાં, તો સ્વર્ગ મળે છે, પણ સંસારની વેઠ, અને વેદનામાં, દુખની દાઝમાં મુસીબતની મુશ્કેલીમાં, કંગાલ્યતની કળતરમાં, સ્વર્ગનો ઉંચો સીખર જડે છે, એવાં દુખમાં ચાની ભારી છે. આપણે નિચલી લીટીઓ ઉપર મનન કરીશું.

### સતીનું સતીત્વ=કહાન્ડો ઝપતાલ.

સતી તે, જે, પતિપત રાખે-તેને ખાતર સંકટ કાપે=સતી.
કામ અને ક્રોધ, ના મન રાખે-વેઠ કરી ભવ અંત સુખ ચાખે=
માત પિતાને હર રોજ નમશે-અંત સમયે હર મૂખ ભાખે=
પુંજન કરજે હિતચિત્ત પ્યારે-સ્વર્ગ સિધારી હરિ ગુણ ગાજે=સતી.

| સ × | તી × × | તે + | જે × પ | તી × | પ × ત | રા × | ખે × × |
|---|---|---|---|---|---|---|---|
| સાની° | સા×ની° | પ × | મ°× ૨ | ગ° × | મ°× પ | ૨ × | સા × × |
| તે × | ને × × | ખા × | ત × ૨ | સં × | ક × ટ | કા × | પે × × |
| ૨ × | મ°×મ° | પ × | પ × પ | ૨ × | ૨ × સા | સા× | ની°× પ= |
| કા × | × × મ | ક્રો × | × × ધ | ના × | મ × ન | રા × | ખે × × |
| મ° પ | નીપની | સા × | સા×સા | સાની° | ૨ × સા | સા× | સાની°પ |
| વે × | ઠ × ક | રી × | ભ × વ | અં ત | સુ + ખ | ચા + | ખે × ×= |
| મ°× | મ°+મ° | પ × | ની°× પ | ૨ રે | ૨ × સા | સા× | સાની°પ |

આ ઉપરથી સેહલથી સમજ લેવામાં આવશે, કે સ્રીનું મન તન ફક્ત પતિના ભાવના સુખને માટેજ ધર્યું છે. આવા વૈભવ ભોગવતી નારી, ખરેજ આ દુન્યામાં, તેમ જ્યાં પણ આત્માને દેહ છોડી જવું પડશે, ત્યારે, ખરેજ સુખજ પામી રહેશે. રણસંગ્રામમાં, વીર જેમ વધુ હિમ્મતથી વધુ જખમો ખમી, આગલ વધે છે, તેમ, સફળ થતી વેળા પોતાના રાજ્ય પતિથી માન મેલવે છે, અને કદાપી બહાદુરી બતલાવવા છતાં, સામી છાવણીમાં જીલાઇ ગયો, ત્યાં પણ બહાદુર દુશમન તેની હિમ્મતની અચ્છી પિછાણ કરી કિમ્મત આંકે છે, તેમ, દુખ અને વેદના ખમતી નારી ભલે પતિના ખોટાં વિચારથી દુખ ખમતી હોય,

પણ અંત સમયે, પાક અહુરા મઝદથી, હરીથી, અલ્લાહથી તો અંત સુખ મેળવશેજ, માટે બહિને, પતિને કદિ દુખ આપવું નહી.

ભલી માતા, દિકરીને સાંસરા સ્થાન ઉપર જતી વેળા જે નસીહત આપે છે, તે ઘણીખરી આ પ્રમાણે હોઇ શકે.

દિકરી, તું આજે પતિ થઇ છે. મા બાપના સુખથી છુટી પડી, ધણીના ધાન્યમાં ભાગ લેવા જાય છે. ધણીને રાજી રાખજે! સામે થતી ના! ધણીને દેવતાજ માનજે! પતિનું પુંજન હિતથી ધરજે! હિત મેળવજે! તેના કામમાં બોલાવવા સિવાય માથું મારવા હોંશ રાખતી ના! તેના વિચારમાં કાંઇ પણ ત્હારા વિચારની ભેલ કરાવવા આવે, ત્યારે, તેના પ્રિતમા વધારો થાય તેવીજ સલાહ દેજે! તેને હંમેશ ઉમંગથી આકષી રહેજે! તેના ક્રોધને ખુશ મિજાજમાં બદલી રાખજે! તે દુર રહેવા કહે, તેજ પ્રમાણે કરજે, તે ખાવામાં ભાગ નહી આપે, તે વેળા, માબાપના ખંભા ઉપર આધાર ન રાખતાં, પાર પડોશીની દયા ઉપર આધાર ન વિચારતા, તું ત્હારૂંજ રળી ખાજે! ભલે, તું ગરીબ હોય, પણ સંસારનું ગમે એવું વહીત્રું કરી રળી ખાવા જેવું જ્યાં મળે, ત્યાંજ જઇ રળજે, દળજે, પણ ધણીને સતાવણી કરી, અને કરાવી, તેનો એક પૈસો પણ પેટ ખાતર વાપરતી ના, જો ધણીની તેમા તેમ કરવા કરાવવાની મરજીજ ન હોય તો! આવા શબ્દો, તે માતા દેશે. પણ તે કોઇના મનમાં આવશે કે નહી, તે માટે ચિંતા નથી. પણ જેઓ, માતાના આ ઉપદેશ પ્રમાણે ચાલશે, તેઓ માટે અંત સમયે સ્વર્ગ, યાને બહેસ્ત મેળવવા આસાન છે. કહે છે, કે—

## કલ્યાણ લાવની.

આ ગીતની નોટેશન જુવો મિનો મજાહ! "માત પિતાને".

ભલી વનિતા ખરે ભુવનમાં—સતવંતો સિંગાર બની
ભુંડી ભાખમાં તણાઇ રહી—કુસંપનો અંગાર બની=ભલી
રૂડી ભારજા કલેશ કપાવી—સુખીયારો સંસાર બની
રે, કુંભારજા તજીને લજ્જા—વિપત્તની વંજાર બની=ભલી

જુવો સપુત્રી, આપી અપેક્ષા—જીવ દેવા તૈયાર બની
છળ કુછંદમાં દુખી દુહિતા—કર્કશા, હિણુભાગ્ય બની=ભલી
મધુરિ મહિલા રાંક શિખમાં—ભાવ ભરી ફુલ વાડ બની
રે, કડકણી, લડે વઢકણી—દયાહિણુ દુઃખકાર બની=ભલી
ભલે રૂડી યા હો ભુંડી—પણુ સરજતની તલવાર બની
દુવા ગુંજારૂ ભલે જીવો—જો જીંદગી તમ સુખકાર બની=ભલી

આ ઉપલી દિશા તરફ આંગલી ધરીશું તો ત્યાં પણુ ઉલટા સુલતા ભાવ ગણીશું પણુ જેઓને ઉલટાં ભાવ વેઠવા પડે છે, તે પતિઓએ યાદજ રાખવાનું છે, કે તેઓના જીવના આત્માના છુટાંપણા સાથ સંસારના કાયદાની સાંકળની વેઠ પણુ મુંગે મોંઢે ઉઠાવવાની હોજ !

સેવટે માતાથી પાઠ ભણેલી દિકરી જે ઉપલા રૂપમાં પતિભાવ ભરી રહી હતી, તેણી ગમે એ થાય, તો પણુ શંકા રાખે નહી, એવી તાલીમ થઇ હોય તો સારૂજ. કારણુ કે શાહ જમશેદથી પણુ નારીને ઘણીજ ઉંચા દરજ્જાની ચિતારવામાં આવી છે, પરંતુ જે નબળો ગુણુ તેણીના હૈડામાં રહેલો છે, તે શંકાશિળ બનવાનો અવતાર છે. પતિના માર્ગમાં ગમે એવું આડું અવળું જોવામાં આવે તો પણુ તેની પાછળ પત્નિએ પવિત્ર ખ્યાલ પાંથરવા જોઇએ, કારણુ કે શંકાથી ઉભા કરેલાં તેણીના ખ્યાલથી પતિના માર્ગમાં ઉલટા ભાવો પેદા થવાનો પુરેપુરો સંભવ રહે છે. પત્નિના પતિ માટેના ઓછા ભાવોથી તેના મગજ ઉપર અનદીઠ છાપ મારતા, સામો, પતિ સુ માર્ગ ઉપરથી કુ માર્ગ ઉપર તણાઇ જાયે છે. પત્નિ પતિ માટે હંમેશજ રૂડા ખ્યાલ રાખે, અને તેણી પોતે તેની સેવાજ માત્ર કરવા થઇ છે, એવું કદી ભુલેજ નહીં. પતિના ગમે એવાં લક્ષણુને રૂડા માર્ગે ચલાવવા જો લક્ષણુ શોધે તો પત્નિએ તેની પાછળ તેનેજ મનગમતી ભક્તિ પાંઠરવી !

જેમ કરવાથી પોતે સ્વર્ગ તો મેળવશેજ, પણુ સાથે પતિને પણુ ત્યાં લઇ જવા નસીબવંત થશે. કારણુ કે બન્ને જીવો જ્યાં હોય ત્યાંજ સુખ થાય

છે. ટુંકમાં, પત્નિના રૂડા ખ્યાલેજ, નેક વિચારેજ પતિ રૂડો થશે. અને પતિને ભુંડો બનેલો જોશે, તો દોષ પત્નિનાજ સીરપર રહેશે. કારણ, જેવું તેણીએ ધાર્યું, તેવું થયું, તેના પ્રિત વિના, તેની એક પાઇ પણ લેવી નહી, તેના માર્ગમાં દુખ કરવા, પત્નિએ કમ્બર કસવી નહી, કારણ કે જગતનું તકલીદુ સુખ, તેને તે ભવમાં, મહાન સંકટ અપાશેજ ! આ સ્થળે નેક વાંચકને હરમીશનું "રાગ કે વૈરાગ" નામનું પુસ્તક વાંચવા અતિ ભલામણ કરીશ, જેમાં, પતિની સેવાથીજ પત્નિ સિંગારમાં સુખ મેળવ્યું, અને સંસારમાં સુખ સાંપડી આખર પતિ સાથે સ્વર્ગ સાગરની શ્રેષ્ટ સરિતા બની ભવપાર કર્યા—

હમાં નારીની શંકા માટે સંગીત આપી વિદાય થઈશું.

ભલી તું નારી—છે તુંમાં કિરત ભારી—
કળી છે ન્યારી, જગે પમરી સારી=
માત તાતને સંપત દઇ—ભાઇ બહેનોને ચેન દઇ—
પાર પડોશે હોંશને દઇ—વ્હાલાઓને સુખ થાળ દઈ.
ગાશે હરપળ થાશે પળપળ—આનંદ—ભારી=ન્યારી
દુખ સમયના કામે—દમદમ આપે પ્રિત
કષ્ટ કપટને કાપતી—મન તન છાંયે હિત=ભલી.

(દોહરો)—એ ભલી તુંજ વાંસલી—ફુંકતી રહી જગમાં
તોએ મન તુંજ સાંકળું—શંકા રહી રગમાં
વિશ્વાસ તણી ન વાત પર—દે નહી તું ભાન
છાતીમાં નહી રાખતી—કહેશે બીજે વાત—
એવી તું નરમાળી=છે કિરત=

## દયાળિ દિકરી—યા—નારીનું રૂપ ચોથું

આ મથાળે અપાયળું, નારીનું ચોથું રૂપ, તે દયાળિ દિકરીનું છે. દિકરી, જન્મ લેતાંજ લક્ષમીની ઉંચી ઉપમા ગણાવે છે, અને, તે ગણત્રિ, બેશક ખરેજ સાચ્ચી છે. માતાના જીવની તે સાખ છે, માતાની મમતાની,

તે મૂર્તી છે. માતાના આશ્યનો તે ખાસ ખિલતો ગુલાબ છે. બાપની તે બુધ્ધિ છે, વૃધ્ધ અવસ્થામાં ટેકો છે, માતાની, તે મોટાઇ છે. વડીલ દિકરી તે માવતરનો, નવોજ અવતાર છે. જોકે, દિકરીને સાસરામાં જઇ સિંગાર કરી, માતાના મોભાપર જવા વિલંબ હોય છે, પરંતુ, માતાની તાલીમ લેવાજ દિકરી પ્રાપ્ત થઇ માતા રૂપમાં જશે, કે, જ્યારે પતિના પતમા, સતવંતો સાજ કરવા તૈયાર થયેલી હોય છે.

દિકરી બોલતાંજ, બાપનું દિલ દીલાવર બને છે. દિકરી બોલતાં, ખરા સુખ ગુણી બાપને, એમ હોશ આવે છે, કે પ્રભુજીએ તેના માર્ગમા, એક સુંદર કળી આપી, તે કળીને જતનથી પાળવાની, તથા સંસારના શોભાવંતા, સોદમવંતા પુષ્પો, પાથરવાની, તેને, તક મલી. દિકરીની જતન પિતા હોશથી કરે છે. દિકરીના પગળે પગળાં ઉપર, પિતા પોતાની વ્હાલી પતિનો સિંગાર ખ્યાલે છે. દિકરીનો ચહેરો જોઇ, માતાના રૂડા પ્યારનો ખ્યાલ કરતો, હોશમાં ઉભરાય છે. દિકરા ઉપર બાપ જ્યારે ઘડપણથી, નિભાવના સાંધણની આશા રાખે, જ્યારે બુઢાપાના કમતાકાત દેહ વેળા સુખભાવ, એકલી દિકરીથી મેળવવા આશ રાખે. દિકરી બાપની દૌલત છે. દિકરીને જ્ઞાન આપવું એક નવું બ્રહ્માંડ ઉગારવા જેવું લાગે છે. દિકરીની નરમાશ ભરેલી આંખો જોઇ આગમજથી સ્વર્ગનો સંગ્રહ કરવા જેવો તત્ર યાદ થાય છે. દિકરીને સુખ આપતા આપતા ભવનો સુખ્યારો આશ થશે, એમ માન્યતા મનાય છે. દિકરીને કોઇ દુખ ના દેશો! દિકરીને કોઇ ગભરાવશો ના! દિકરી ઉપર હાથ ઉગામશો નહી. દારૂના લખમાં લપતાયલા વંઠેલો દારૂની મોજમા દિકરીને મારે છે, પણ તેવાઓને યાદ રાખવાનું છે, કે દરેક દુખ દેવાથી, તેઓ દોજખનો ઉંડો કોતર તૈયાર કરે છે.

બાપની દિકરી તરફની દાઝ, માતાને, મન લોહીનો ઉંચો, અને પવિત્ર જોશ ઉભરાવે છે. દિકરી તરફ નમ્ર કોમળ ભક્તિને, માતાના મનમાં પ્રભુ ભક્તિની બરકત આવે છે. દિકરી તરફ કહે છે કે, માતા કોઇ વેળા ઘાટડી બને છે, અડેખાઇ લાવે છે, તેવી પતિઓ, કાંઇ નારી અવતારમાં, ન બોલાય

એવા જાનવર સમાંનજ હોવી જોઇએ. પ્રથમની દિકરી, પોતાની પાછળના આવતા ભાઇબંધો ઉપર અજબ પ્રેમ દર્શાવે છે. એવા અમુલ્ય ગુણો ભરતી, તે દિકરી છે, જે માટે આપણે સંગીત ગાઇશુ.

### દિકરી દયાળિ ! માંડ—ઝપતાલ

દિકરી દયાની, છે પુર મયાની—જ્યાં સિધારે છે, મા ના કહ્યાની=
જન્મ સમયે લક્ષ્મી ઠરી—ગુણો ચુંની થઇ ગુણી જ્ઞાની=
હો, ભાઇ બ્હેન, પાછળ તેની—મદદ માને આપે કેમ પ્રેમ જાણી=
દિકરી તો ગાય—જ્યાં કહો જાય—માતાના હિતે ફરશે ન પાણી=
જન્મ છે મહિરે—અંત સાસરે—વહુ વેશ કીધો—નથી અજાણી=
ઘર ઘર કદિ હોય સુખ દુખ ભારી—ખબર માની રાખે છુપાવી કહાણી=
પરણીને સાસરે સિંગાર કરરે—રહે ભવ ગુજારી પતિ સાથ થાની=

| દિ ક | રી × દ | યા × | ની × × | છે × | પુ ર મ | યા × | ની × × |
|---|---|---|---|---|---|---|---|
| સાસા | ર × ર | ર ગ | મ° × પ | મ°ગ | સા×ર | ગ ર | સા × × |
| જ્યાં× | × × સિ | ધા × | રે × છે | મા × | ના× ક | હ્યા× | ની × ×= |
| ર × | મ°×મ° | પ × | ધ × પ | સાની | ધ×પ | ધ પ | મ° × ગ |
| જ ન | મ × સ | મ × | યે × × | લ ક્ષ | મી×× | ઠ × | રી × × |
| ધ પ | સા×સા | સા × | સા × × | ર × | ર× × | સા × | ર × સા |
| ગુ × | ણો × × | ચું × | ની × × | થ ઈ | ગુ×ણી | જ્ઞા × | ની × ×= |
| ધ × | ધ × ધ | ધ × | ધ × × | ધ ધ | ધ× પ | ધ સા | સા × ધ |

દિકરી ગમે હયાં જશે, પણ માબાપને છાતીમાં કોત્રરી રાખશે—લક્ષ્મી રૂપ ધરાવતી થઇ છે, ત્યારે, તેણીના ગુણો, આશિર્વાદજ ગણાય ! માતાના લાડમા લડી—ગોદમા ખેલી, સાસરે જઇ, ત્યાં ભવ પુરો કરવાનો પાઠ બાળ્ય અવસ્થામાંજ પઢી છે. સાંસરીઆમાં સુખ હોય છે, તો શુખાલજ છે, પરંતુ દુખ ખમતી હોય, તો, વ્હાલી માતા આગળ આવતાં માતાને સુખી દેખાવજ કરી દીયે છે, પણ પ્રેમના તારમા પોવાયલી વ્હાલી દિકરીના આંખોમા દિકરીનો, વહુ વેશ લેવા પછીનો સારો, યા ભુંડો અવતાર વ્હાલી માતા પામી જાયે છે.

પનોતિ દિકરી તો સાસરાં શોભાવે, પણ પતિની પ્રિતની પડોસમા સદા કાળ શોભજે, અને પતિની આગમજ સ્વર્ગવાસ થજે !

નેક દિકરીનો બાપ, જ્યારે ઘરથી, ધંધો યા નોકરી પર સિધારે છે ત્યારે, નેક દિકરીના મુંગા આશિષથી, નેક માર્ગે, નોકરી યા ધંધો કરી ભારે હિમ્મતથી, ઘરે પાછો ફરે છે. પત્નિનાં સુખ વિના અભાગ્ય બન્યો હોય, તો દિકરીમા, તે સઘળું સુખ માની લીયે છે. પત્નિને જ્યારે પ્રિતનો સાથી માની (જો તેણી તેવી હોય તો) પીઠમા રાખે છે, ત્યારે, ગુણીલો પિતા, દિકરીને છાતીમા ધરે છે, ગળે લગાડી ગેળ કરે છે. માતામા, જેને પ્રભુને ખ્યાલ્યો, પત્નિમા, જેને પ્રભુને જાણ્યો, ત્યારે પનોતિ નેક પુત્રી યાને દિવાળી દિકરીને ગળે લગાડતા પ્રભુનેજ ગળે લગાડવા જેવો ભાવ ગણે છે. એવો ભાવ, તે દિકરી દીયે છે. દિકરી છુપી મમતા તે વ્હાલા પિતાના માર્ગમાં અષોઈનો, અનદીઠ પ્રકાશ છે. વ્હાલા બાપની, દિકરીને ખાતર જહેમત, મિનોઇ મૌજ છે.

માતાએ જ્યારે પ્રભુની પિછાણનો ખ્યાલ આપ્યો, પત્નિએ જ્યારે પ્રભુને જોવા જેવો ખ્યાલ આપ્યો ત્યારે બન્ને સાંકળને કડી માફક જોડી, વ્હાલી દિકરીએ પ્રભુને, અહુરાને ગળે લગાડવા જેવો ભાસ અપાવ્યો. દિકરીના જન્મથીજ, બાપને, જગતની સ્ત્રીઓની લાજ માટે ઉત્તમ ખ્યાલાત સુઝે છે દિકરીને દેખાડવામાં આવતાં દરેક વૈભવ વખ્તે, કુલ જગતની સ્ત્રીઓ સાથની સરખામણી થાય છે. દિકરીના દુખમાં જગતના દુખનો દંખ જણાતો હોય, એમ લાગણીમા લાગે છે, અને દિકરીના જન્મથીજ. પોતાની માતાને કેવી અકાળામણો થઈ હશે, તે પણ પિતાને સુજ પડે છે. પરંતુ, જ્યાં, એવી રૂડી માતા, બહેન દિકરી અને પત્નિઓ હોય છે, છતાં, મરદને, તેઓ તરફથી સુખને બદલે, દરદજ દેખાય છે, ત્યાં તો તેની મતિ માટેજ આપણને અંદેશો લાગશે, અને એવા કઠોર મનને સુખ હોવા છતાં, તેઓથી દુખજ મળવા જેવું જણાતું હોય, તો, તેવાં મન માટે, કશો પણ સંદેશો જાહેર કરવો, એ કરતાં તેના માર્ગે, તેને ચાલવા દેવો મુબારક છે.

## સપુત્રી અને કપુત્રી--પહાડી ઝીંઝોટી

સુખ ઘર દેતી—સૌને બેટી—ચેતિ ચાલે સપુત્રી બા
લખમાં લેટી ભૂંડું દેતી—કુસંપ પાળે કપુત્રી વાહ ! =
માતના જે દુખો તારન—કરતી રહે છે સપુત્રી બા
ભાઇ બહેનમાં પજરણુ પાડી—ડામો દે છે કપુત્રી વાહ ! =
બાપના હિત હૈડે ધરતી—મળકાઈ હાળે સપુત્રી બા
કામ ક્રોધે શોહોર ભરતી—ગાળો ભાંડે કપુત્રી વાહ ! =
પ્રિત પતિનુ શિયળ સાથે—સાચવશે જે સપુત્રી બા
વડીલ સાથે વઢવાઢ કરતી—કપુત્રી બા મનસે મળકાય ! =
સેવા સલાહ પુંજન દેતી—હસતી રહે છે સપુત્રી બા
રોગ, ભોગે હૌર કરીને—ડસતી રહે છે કપુત્રી વાહ ! =
એ કપુત્રી વિન તો રહેશે—વાંજયા ભવમાં રૂડો ટેક
પ્રભુ પિતા જો તમ દેજો—દેજો અમને સપુત્રી એક ! =

સુ ખ ઘ ર   દે × તી ×   સૌ × એ ×   બે × ટી × } બીજી લીટી
મ°મ°મ°મ°   મ × મ° ગં   મ°પ પ ધ   ધ પ મ°× } એજ પ્રમાણે

ચે × તી ×   ચા × લે ×   સ પુ × ત્રી   બા × × ×
ધ × ધ ×   ધ × ધ ની   ધ પ ધ મ°   મ° × × ×

મા × × ત   ના × જે ×   દુ × ખો ×   તા × ર ન
ધ × × સા   સા× સા ×   ર × ર સા   ર × સા×

ક ર તી ×   ર હે છે ×   સ પુ × તી   બા × × ×
ધ ધ ધ ×   ધ ધ ધ ની°   ધ પ ધ મ°   મ° × × ×

ભા × ઈ બ   હે ન મા ×   પ જ ર ણુ   પા × ડી ×
મ° ×મ°મ°   મ°મ°મ° ર   મ°પ પ ધ   ધ પ મ°×

ડા × મો ×   દે × છે ×   ક પુ × તી   વ્હા × × ×=સુખ
ધ × ધ ×   ધ ×સાની°   ધ પ ધ મ°   મ° × × ×

ઉપલી લીટીઓથી ચતુર માનવ, સપુત્રી અને કપુત્રીનો સામસામો ભાર ઝટ ચેતિ જશે. એક જ્યારે મન્દિર શોભાવે છે ત્યારે બીજી, સ્મશાન યાદ કરાવે

છે. એક માયામા પ્રાણુ મટે છે, બીજી કંકાસની લડાઇમાં લડે છે. એક સાસરે સિંગાર ધરે છે, બીજી તથા અંગારની ભભુક જેવો મામલો બતાવે છે. એક ભોગ ખમી લઇ શિયળ દિપાવે છે, બીજી રોગની રોજીના બઝાર બનાવે છે. એક સુખના હાર ગુંઠે છે, બીજી દુખ દઇ બેજાર બનાવે છે. સેવટ કળી ઉપરથી માબાપ, કુપાત્ર ભરતી સાત દિકરીઓ કરતા વાંજયો અવતાર પસંદ કરે છે, અથવા તો સાતને બદલે એકજ દિકરી અને તે સુપાત્ર કામ કરતી દિકરી માગે છે. પણ એ માંગવામાં, ભાગ્યોદયનો, પુંકાર ઉત્પણ થાય છે, તે માહેથી, પુનરભવ અને આદિ વાદવિવાદ ઉપર ઉતરાય છે, જે માટે નવિન પુસ્તકજ લખાઇ શકાય પરંતુ, અમો એટલુંજ વર્ણન કરીશું, કે જે હોય, તે મુંગેમોઢે ખમી અહુરાએ, પ્રભુએ જે દિશામાં આપણુને રાખ્યા છે, તે ઉપરજ સબર ધરવા સિવાય અમો બીજો માર્ગ બતાવી શકતા નથી. જો માર્ગ બતલાવવા કાંઇ શેખી કરતા દેખાશું, તો પણ અમો ધર્મ માર્ગ, જ્ઞાન માર્ગ તરફ આંગલી કરશું ! કારણ કે ઉત્તમ જ્ઞાન, અને ધર્મથીજ, કર્મ અને કામનો ઉંચો ખ્યાલ થવાથી ઉત્તમ માર્ગ ઉપર, જીવ આત્મા ચાલ્યો જાય છે. ઉત્તમ કામ કરવાનો ટેવ પડે છે, અને સેવટ સુખ આપે છે

### દિકરીનો સંસાર પ્રકાશ—ભેરવી ગઝલ.

ઠરી છે નાર–જગતે બાર––ખરી તે બેહેસ્ત બારી<br>
ભરી છે સુખી પુલની હાર––નમને હિત ભારી છે =

દીયે છે પ્રેમ ભરેલો હામ––ભરાવે તે ખરો હિત જાન<br>
ખરાં ચિતે તપાવે ચામ––અહુરની તે તો પ્યારી છે

લીયે છે જંગમાં, તે સંગ––કરી વેઠો વળાવે ખંગ<br>
દિપાવે આશનો સુરંગ—ખરે સંસારે સારી છે.

દીયે માબાપને સુખભાવ—પતિને માન ભરીને જાન<br>
ગમે આવે જીવે બોહોતાન––પતિ સેવાએ પ્યારી છે=ઠરી

દિકરીને સાસરે વળાવતી વખતે, વ્હાલી માતા, તેણીને પતિની સેવા ઉપર ઉંચું ધ્યાન દેવા સમજાવે છે. સાસરાંના સુરૂઆતી પગઠીયાં ઉપર ધીરજનું ખન

વાપરવા સમજાવે છે. સંસારની સાંકળ ઉપર સતીનુ સાચ્ચું સ્તીત્વ સાચવવા સમજણ આપે છે. સંસારના આવતા દુખો ઉપર દિલસોજ દિલ ધરાવવા ભાન આપે છે. પતિ સેવાને હરિ સેવા જેવુંજ સમજાવે છે. આવા ગુણો ભરેલી દિકરી સંસારમાં સુખ મેળવશેજ, પતિનુ પ્રિત જીતશેજ, અને અકાળ વખતે હરિ બારે ચાલતી થઇ, તો અહુરાની પ્રેમ નગરીમાં ઉંચ પંકિત પામી, પતિ ભકિતથી ઉંચી શકિત મેલવેલી હોવાથી, સંસારના સાગરની સુંદરી તરીકે આ જગતમાં વખણાઇ, સ્વર્ગમાં, પણ સ્વર્ગના સ્થાનની સુંદરી થયેલીજ છે. આમીન !

## નારીના ચાર રૂપોની ગુણવંત ગુંઠણુ-ગરબી

ગાવો ગાવો-બાળડાં મધુરલાં-ગમન ગીત ગાવો
ગાવો હલાવો ઉર આશના-સુધ્ધ વાસના, સુભ સ્વાસના-રસ રાસના
ઉમંગે આનંદ, સગન સુભ રંગે દિપાવો=ગમન

**માતા** પ્રિતનો છાંયડો-ના મળશે જગ કોઇ.
માતા કુલની વ્રાડ રે-તે વિન રહેશો કોઇ
ગાવો તેની શિતળ શાન્તિના માનમાં-ગાવો ગીત ગુણીયન ગૌરીના જાનના
ગાવો દિપાવો-દિપાવો-સગન સુભ રંગે દિપાવો=ગમન

**બહેની** જગતી આશમાં-હો એક સાચ પડોશ
છે તે સુખના આભમાં-જેવો માંગો દોસ્ત
ગાવો તેની આશાના મુળની પાસમાં-ચાહો તેના સુખોની
સ્વાસોની સાથમાં-ગાવો, ગાવો, ગાવો-મધન મન સંગે દિપાવો=ગમન

**પ્રેમી પ્રત્નિ** સાથ છે-શોભા છે બેપાર
જેના સ્નેહિ સંગમાં જીવન જાય અહુર બાર
પ્રેમી વ્હાલી રે પ્રિતનીજ ડાળી-ગુંઠ સંસાર સુખ ઝાલી. તેના મનનના
ગણુણ ગીત લાવો-મધન ગીત ગાવો=ગમન

**દિકરી** જેવો પ્રેમ વહે-ત્યાં દિપકતો સાર
તેના વિન ના દિપશે. હૃદય ઘરનો બહાર

આટે, તમે ગાવો રે, ગાવો રે, ગાવો! (શું!)
નારીના મોળ, જેના, બિન્ન બાત તોલ છે. (કાંય!)
કારણુ, તે જગમાં જીવ અન મોળ છે
માટે તમે હાલીને,-બાલીને ગાવો-મગન મન રંગે દિપાવો=ગમન
એક યાદી=દુખી દિલની દવા!

ચાલુ સંસારના રીવાજમા રાજ કરવાના ઘણા માર્ગો પડયા છે. જેમાં સહેલો અને સુતરો માર્ગ, તે મનસની, ગવસની. અને કુનસનીનો છે. મનસની, ગવસની અને કુનસની જેઓએ સાથે રાખી છે, તે મુંખ મા્હેથી, ગાળ અને ગલીચ વાની કદિ નિકળશે નહી. એવી વાની કાઢનાર, પોતાની ઉંચ મનસની ધરાવતાં છતાં, કશો ફાયદો હાંસેલ કરશે નહી.

જેઓ તકલીદાં નામની આશા રાખે, તેઓ સ્વભોગનો ઉંચા પાઠ જાણુતા બેશક અંજાણુા રહયાં છે, અને રહેશે. સ્વભોગમાં કેવો ઉંચો ધર્મ અને સુખ સમાયલો છે, તે સ્વાર્થીપણામાં કદી ખ્યાલ થશે નહી.

જેઓ તકલીદી નામના માંગતા ફરે છે, તેઓ બીજાઓની અનેક ખોદ અને ખાપણુ જાણુવા અને જણાવવા ખુશામતીઆની પડોસ સાંધે છે, પોતાની વાતને ઉત્તમ અને જ્ઞાનભરી માને છે, અને મનાવે છે.

કોઈની નિંદા સાંભળવા પ્રસંગ પડે, તો, તરતજ અટકાવ કરવો, કે જેથી ઘણા સુખો સાચવશો, અને, એવાં ખોટાં ઓઠાં સાંભળવાથી દુરજ રહેશો, નહીતો, રસભાવથી સાંભળતાંજ, તમો પણુ તેવા વિચારોના દુખના હમશરીક રહેશો, અને તેવા વિચારો જયાં રાજ કરે છે, ત્યાં પયગામ્બર સાહેબ સ્પિતામા જરથોસ્ત્રાને યાદ કરવાની શકિત પણુ ઘણે ભાગે તુંટી જાય છે, જેથી ખોદા રાજી રહેશે એમ માનવું ખોટું છે. નિંદા જયારે સંતો માટે વપરાઇ છે, થાય છે, અને થશે, ત્યારે આપણા જેવાં સાધારણુ સમુદાયના માટે બોલાશેજ, તે માટે અંદેશો નહી કરવો.

બીજાના સુખ જોઇ, આપણે તેવાં મેલવવા તણાઇ જવાથી, અનેક જાતના દુખને ઘરમાં ઇઝન કરવા જેવું થશે, તે કરતા સબુરીનો દમ મારવાથી

અને શાંન્તિ રાખી સંતોષ પર આવી જવાથી, ઘણી ચિંતા ઘરથી દુરજ રાખી શકશો. દુષ્ટ કામ કરનાર અને ખોટું બોલનાર દામ મેળવે છે, અને સત્ય સાચવનાર, બદન પર ડામ મેળવે છે તેથી ડરવું નહિ.

આપણાથી જેટલું બને તેટલુ જ કરી, હદમાં રહેવાનોજ પ્રયત્ન કરવો તેમાં ખોદા ઘણી બરકત દેશે, આપણી કસોટી સાબેત થશે. પરંતુ બીજાઓ પાસે મદદેજ દોડવાનો ઉપાય સર્વથી સહેલ છે, એ ખ્યાલજ મન ઉપર લાવતાના, કારણ કે જેઓ એકવાર હાથ ઓલવા જાએ છે, તેઓ ઉંચ મતિ ખોડી દીયે છે. હાથઓગી માંગેલો મેવો, ધીરજથી ખમેલા દુખ પછીનો સાદો ભાત મેળવવા કરતાં, સારો નથીજ. કદાપિ કોઇનું લેવુંજ પડયું, તો પહેલીજ તક હાથ ધરી વાળી દેવું, પિતાથી ન બને તો, બચ્ચાંઓએ, તે પાળી દેવું જેથી ઘણુંજ સુખ રૂપ થશે.

તમારા વિચારને હમેશ ઉત્તમ ખ્યાલમાં રાખો કામ કરજો, કારણ કે સુ મને વિચાર કર્યો હોય, ત્યાં પાક અહુરાજ, તમોને ભિતરમા નાદ આપશે. કોઇ તમારા હકનું પચાવી ગયું હોય, તો એમના ગભરાતા કે, તમારૂ ગયું ના, તેતો તમારાજ નામે, પાક અહુરાની દરબારમાં જમે, યા બચેલુંજ રહેશે. ધનવાન નિર્ધનને લુંટશે પણ તેવી રીતે જમા, યા એકઠું કરેલું ધન, પાક અહુરાની દરબારનો મીનોઇનો દરવાજો ઉંગાડશે નહીજ, તેમજ તમારા પચાવેલાં માંહેથી કરેલો ધર્મ તમારાજ હિસાબમાં અહુરા દરબારમાં જમે થશે.

તમારૂ કરજ, ગમે, ત્યારે આપજો, પછી ભરે લાંબા વખતે, પણ થોડુંક પણ પોહોંચતું કરવાનો સમય હાથ આવે. કરજ માંથે રાખી બેપરવાઇથી તમારા સ્વાર્થ અર્થે કશાબી મોજશોખમાં ખરચેલી રકમ તમારા કરજના ભાર્મ ઉપર હૈડામાં ઉંડાણથી જખમજ કરશે.

કોઇની દયા પર રહેવા કરતા, તમારો માર્ગ સરળ સાચવજો કોઇના લેખ, કોઇના જ્ઞાન માટે, બે પરવા બોલવા થોભજો, કારણકે આપણને યાદજ રાખવાનું છે, કે આપણા કરતા ઘણાઓ દુર અંદેશ પડયા

૮

છે. આપણાથી વડીલો તો શું, પણ નાનામાં નાના જીવોને અપમાન થાય એવો સમો ન ધરવો। ક્રોધથી તેમ આપણા ઉપર થયું હોય તો ક્રોધ ન કરવો, તેના માર્ગમાંથી બાજુ જવું, અને મિતરની ઉંડાણથી આશિષના શબ્દો, તેના ઉપર રવાના કરવા, કે જેથી તેને સારી અસર થાય. શત્રુને શાન્તિથી સાચવજો પણ તેને દુખ દેવા તૈયાર રહેશો ના, પછી ભલે તે તમારી પુઠ ગમે એવી પકડે, કારણકે બીજમાં જે ગુણો ભર્યા હોય તેજ ઘણા ખરા પ્રગટી નીકળશે, જો કે જ્ઞાન માર્ગે ધ્યાન દેવાથી તે ઘણા ભાગે સુધરી શકે.

જાનને ખાતર માન મેળવવા હોંશ રાખવા કરતા, સાચ્ચાં માનને ખાતેર જાન ગમાવવા સદા તૈયાર રહેજો. દુન્યામાં બધાં ભુલેલાંજ છે, જે નથી ભુલ્યો, તે એકલો પાક અહુરા છે, આપણે તેનાં ખાસ ચેલાઓ છે, ભુલ આપણો અનુભવ છે, તે માહેથી પાઠ ગોખવાના છે, અને ત્યાંથી રસ્તો લેવાનો છે, તે રસ્તો દુખ દેવા કરતાં, દુખ દિલ પર લેવા ખુશી રહેશો, તો અહુરા આશિષ જરૂરજ દિલમાં લેશો.

આપણે જે કાઇ ઉતાવળમાં બોલી દૈયે, તે વેળા સંભાલની જરૂરજ છે, કે આપણી આસપાસ નાના બાળકો ન હોય, કારણકે બોલીમાં ખોટા વિચારની ગોલીઓ હોય તો, ઝટ, તે બાળકો ગલી જશે. બાળકોને નિશાળે ભણવા જતી વેળા, માબાપની ફરજ છે કે, બહુજ સંભાલથી જાળવે. માબાપો, પોતાના બાળકોને, મોટી માર્કસ મેળવતા જોવાજ માબાપો ચાહે છે, આથી બચ્ચાંઓ ડર લઇને, સિંધ્ધા, ખોટા રસ્તા ઉપર ઉતરી જાય છે, અને તેવી રકમની માર્કસ મેલવવા, સાથીઓની મદદથી, યા છુપીથી ચોપડીના પાણા સંતાડી, તે માંહેથી ટપકાવી દઇ પરિક્ષા પસાર કરે છે, અને બીજાઓ અંધારામાં રહી, તેવી મેલવેલી માર્કસથી મળકાય છે, પરંતુ, આ ટેવ, મોટી વયે વધી, કાઇનું કાઇ કરવા કામ લાગે છે, અને તે વેળાથી, લેવાયલા, અનુભવને આધારે, પોતે જીંદગીમા માભારત કામ કર્યા છે, એવોજ તમે થઇ પડે છે, જ્યારે કરેલા કામ તો કોઇ બીજાનાજ હોય છે. બાળપણની આ નાજુક કળી, ખોટે રસ્તે સડી પડી, મોટી વયમાં દુખ પામશે. પરિક્ષા વેળા, ગમે

એવા સ્વાલો આવે, તે, તે જાતે આવડે તોજ કરવા, નહી તો ત્યાંથી બાજુજ રહેવું—બાળપણથીજ વડીલની, આપણાથી મોટાની, શિક્ષકોની, ગુરૂની ઇઝત આચરવી, તેઓ પાછળ રહી, સારાજ ગુણભાવ શિખવા, કારણકે જેમ બીજને જમીનમા રોપી ફળો મેળવાય છે, તેમ, સારા નરસા ગુણને શિખવાથી, હૈડામા, સારા નરસા વિચારોના ઝાડો તૈયાર થાય છે. સારા ગુણથી સંતોષ અને ધીરજ મેળવાશે, જ્યારે નરસા ગુણથી ઉતાવળની આંગમાં તણાઇ જઇ, જીંદગીમાં પોતાની સાથે બીજાને દુખ આપવાજ કામે લાગશે.

ઉછીકુ લેવાની ટેવ કદી પાળવીજ નહી, વેળાસર કામ ઉપર મન રોકવા કોશેશ કરતાજ રહેવું—પ્રભાતમાં વહેલું ઉઠવાથી, ઘણી ઉત્તમ ટેવ હાસેલ થાય છે, મન અને તન, સ્વચ્છ અને ઉદ્યોગી થવાજ હૈડે હોશ રખાયે છે. ભણતર કરવું, તે થોડુંક પણ સારી રીતે કરવું. આપણા સુખ માટે માંગણી કરવી નહી. આપણને કોઇ પણ એવી ટેવ પડી હોય, જે, બીજાને ખ્યાલમા ભાવતી ન હોય, તેવી ટેવમા; બીજાઓને, સાંધવા હોશ રાખવી નહી. આપણી સંતતીથી વૈભવ ભોગવતા હોએ, તેથી બીજાઓ તરફ તીરસકાર કરવો નહી. આપણે ઘણા સુખ ભોગવતા છતા, કદાપી કોઇ ઇચ્છા પુરી થતી નથી જોતાં, તેથી અંદેશો ન કરતાં, ખિન્ન ન થતા, રસ્તે પડેલા, હાથ પગ વગરનાની હાલત જોઇ, મોટો સંતોષ લેવાનો છે, કે, તે કેમ રહેતા હશે ? કોણ જમાડતું હશે, કોણ અંગોળ પુરૂ પાડતા હશે ? એવી બાબતો ધ્યાનમાં રાખી, આપણી સાદી મોજ શોખમાંથી તેમને પણ ભાગ આપતો કરવો—તેઓની દશા આમ કાં થઇ હશે ? તેઓ, આ જન્મમા એમ કાં ફરતા હશે ? શું, તેઓએ કાઇ ખોટાંજ કર્યાં હશે ? કાઇ કોઇનું પચાવી લીધું હશે ? જેથી આ દશામા હાલ રીબતા થયા છે. એ બધી બાબતનું મીશ્ર વિચારવું અને, તે માહેથી પાઠ લઇ લેવો, કે આપણા સાધણોમાંથી કાંઇ પણ બચાવી, બીજા માટે મુંગે મોઢે ખરચવું. મુંગે મોંઢે મુંગી આંતરડીની દુવા લીધી હોય તો તેની અસર જાહેરમાં લાખો ખરચી મેલવેલી નામના કરતા ઘણી ભારે કહેવાશે. અહુરમઝદની હોશ હાસેલ કરશે, મિનોઇનો મથ મેલવશે.

અરોષની સંગત જોશે, બહેરામનું બળ બચાવશે. ધર્મની મોતેબરી આંકશે અને અંકાવશે. બહુમતિ તેજ એકલી સરસ નથી. બહુમતિથી કરેલાં જગતના કામો ઘણે લાંબે વખતે ફેરવવાં પડે છે. કોઇએ જીત મેલવી, તેથીજ ત્યાં સચાઇ સાંભરવી નહી. વચન આપતાં ઉતાવળ કરવી નહી, કારણકે આવતી કાલે ત્હાર ભાન કોણ જાણે કેમ ખિસતું થાય ! વચન પાળવા મુંજાવવું નહી. સંગતમાં સુખ જોઇ, પાછળથી દુખ આવતા, આગલી પાછળી પર જંબાન દરાઝીનો જુઠ્ઠો ફતવો બીજા આગળ ધરવો નહી. ત્હારી સાચ્ચી સંસ્થાનો અવાજ બીજાને માન્યતા ન આવે તેથી મનમાં બળાપો કરવો નહી.

આપણા પોતાના હૈહાના ઉંડાણમાં, એવો તો મોટો નિર્મળ ભાવનો રોહો તૈયાર છે કે, સ્વાર્થ, અને મતલબનો પરદો કાઢી નાખવાથી, ત્યાના સુંદર વિચારો, અને તેથી ઉભરાતા કામોનો મોટો જથ્થો હાથ આવશે એ યાદજ રાખવાનું છે. ખોટી, આપણી કોશેશ આટેજ છે. લાંચ રૂસવત, હઠીલાઇ, જીદદ, જ્યારે, રૂપાલા કિનારા તરફ લઇ જતા દેખાશે, ત્યારે યાદજ રાખશો, કે, તે રૂપો ફક્ત ખરાબીના ખાડામાંથી તમોને ખસેડશે નહી. સંતોષ મયા દયા, ધર્મ કાળજી, પરસેવા, જ્યારે શરીરમાંથી પરસેવો પાડતા દેખાડશે, પરંતુ, તેમ થવાથી દિલમાંથી સ્વાર્થનું ઝેર નિકલી, મિનાઇની મોતેબરીના મોટા મંન્દિર તરફજ ચાલતા થયા છો, એવા ખ્યાલજ કરશો, અને તેવો ખ્યાલજ, આપણી આઝદીઅરની દીનની તીજોરીની ચાવી મીસાલે છે કહે છે કેઃ—

ત્હારા દ્રવ્યે ચઢતી દીઠી. તે ચઢતી, કાઇ ચઢતી નહી
રંક ગુણીએ પડતી દીઠી, તે પડતી, કાઇ પડતી નહી.
ધાન્ય સૌંજવી સોડમ લીધા, તેમાં ભુખ કાંઇ સરતી નહી
નારી પહેરે આભુષણ ભારી, રૂપ સુંદરીમા ખપતી નહી
અવડી પલાંથે વાસો ધુન્યો, એમા સાચી ભક્તિ નહી
પ્રથકરણ કર્યું બીજાનું, જો ખરી ખુબી ત્યાં જડતી નહી,
શું, તેથી તે નિર્મળ બન્યું, તુંજ નઝર જો ઠરતી નહી !
શરમ લાજ, જ્યાં શોભા લુંટયાં—ચશ્મ નિંચની ડરતી નહી
સ્વમાન, જેવું બીજે ગણ્યું—અહુર યાદ ત્યાં ફરતી રહી.

ઉપલી લીટીઓ સંભારવાથી ઘણો સાર નિકળશે, જેના તાર ઉપર,
ાનથી આધાર રાખશો, તો હૈડે આરામ લાભ્યા વિના રહેશોજ નહી. મનુષ્ય
ાત્ર ભુલનું બનેલું છે, જેટલી જલદી સુધારવા તક મળી કે, મઝહાની
ાન પાઠશાળા સ્થપાસે જ્યાંથી, સ્વચ્છ પ્રેમના ઉત્તમ ગ્નાન અને ડહાપણના—
ાંના,—બીન સ્વાર્થના ઉત્તમ પાઠો વંચાતા થશે, અને નગર, અને, ગામ,
ા, અને પરદેશ, જુદા બોલ્યા છતા, એકજ જેવા, માનસાઇ અવતારના
ાં માનમાં મળકાશે—માત પિતાનું પ્રિત જળવાશે, ભાઈનું ભાગ્ય બનશે,
ન્ય પતિને સુખ અપાવી ન્યાય સાચવશે, અને જગત અષોધમાં આરાસ્થા થશે.

તમારા બચ્ચાંઓની જતન, તમારે હાથે જાતે કરજો. તમારા બેસી
ુંખીઓની બરદાસ તમો પોતે કરજો. તમારા બચ્ચાઓને ભોજન, તમારા
ાેજ પીરસજો. નોકરથી કામ લેવા દરૂરત ધારતાજ ના, તમારી ચોકાશીની
રૂીજ જરૂર છે. તમારા હાડકાં કસી લીધેલો ખોરાક પાચન થતાં, તમોને
ારોગી રાખશે, નોકરથી કામ સરસ થશે નહી, પૈસા ખરચાશે, અને આલસાઇ,
ાઆસીને ઘરમાં દળીદર રૂપેજ પોખતી કરવાનો વાંક કરશો.

દારૂથી, જુગારથી, તેમજ નખોજા કામના સાંખથી પરેજ રહેશો,
મારા જીવનના વ્હાણુને, ઉંચ કવથી મેળવી આપશે નહી. કવિતા સંગીત,
ાત્રકળા, ધર્મ અભ્યાસની તથા મનુષ્યના ફાયદાના કાયદાની શોધખોળ કરજો,
માં કવથી દિપતી કરજો.

ધર્મસ્થાન સ્થાપવા હોય, તો ઉદ્યોગ સ્થાન પહેલા સ્થાપજો, કોમના પુત્રોને
ચ હુન્નરમાં કામ આવે, એવી શકિત આપનારો ઉદ્યોગનો તત્વ શિખવી
ાપાય, એવી સંસ્થાઓ ઉભી કરજો—આજ કરતાં કાળ માટે હમેશ વિચારમાંજ
હેજો. એક પૈસાને દશ ગણુતા શિખશો, તો, દ્રવ્યનુ પાશું પુરાતમાંજ બનાવશો
ાકસર, એક દિવસમાં શિખાતી નથી—ટુંક ખરચમાં ઘણોક બચાવ થશે—લક્ષ્મી
ાવે છે, તે વખત લગાડશે, પરંતુ જતા વાર લાગતી નથી—તેને ઘરમાં રાખવા
ારી દરવાજા સંભાળજો, એટલે કે ખરચના સાધણો ખુલ્લા રાખવા પહેલા
લક્ષ્મીના સાધણોની સંભાળ રાખજો, કારણુ કે લક્ષ્મી દેવી આંધળી છે,

રૂપાલી છે, આંધળી છતાં, ગમે એ વખતે ઘરથી સટકી જાય એવી તેનામા તમેહ છે. પૈસાથી થયલી બરદાશ ફળ આપશે નહી. પ્રિતથી થયેલી મહેનત, દુઃખનો નાશ ઝટ લાવશે, ઘરના બેસીઓ જો ઘરના દુખને મારી હઠાવવા નિર્બળ અને નીશફળ કહેવાય, તો ભાડુતી મહેનત આખરમા અકારત જશે, તે તો જરના જોરનો ભોગ લેતી જશે, હાથે, તે જાતે, તેજ સાથે આવશે.

ધર્મ ક્રિયા પળાય તેટલીજ પાળજો, તે પાળવા બીજાની પાસેથી માંગીને લીધેલા પૈસાની ક્રિયા તમોને સુખ આપશે નહી. તમારા અશોને ફરોહરોને હરદમ યાદ કરજો, તેઓની ક્રીયા કરવા ફાજલ ન હોય, તો તમો તમારા મુંગા આશિષ ના મીઠો સાચા મનથી પાંથરજો, એક ગુલાબ હાથમાં ધરી તેની ખુરેહના બીજ ત્યાં ફેકજો, અને તેનું ફળ તમોને મળશેજ. આપણી ગરીબાઇ પાપ નથી પણ ગરીબાઇમાં તોર અને તેહકરોઇ નિભાવવાની કોશેશજ પાપ છે, યા જીંદગીના શ્રાપ છે. તમારૂ જોર છે, તે સું અર્થે વાપડજો. નિર્થક આવાચીવીમાં કાળ ન ગુમાવસો, આળસાઇનું આળ, ઉદ્યોગી બની દફે કરવા કોશશ કરજો. મરણ કાંઠે, દાદાર અહુરા આગળ હાજર થવાનું છે, ત્યાં, તમોને સવાલ જવાબો થશે, તે વેળા તમે શું કર્યું, તેજ માત્ર પુછાશે અને નહી કે તમારા પાર પડોશી, યા બેસી કુટુંબીએ શું કર્યુ, તે પુછાશે ! સત્ની ફેરી આવશે.

કોઇનો લેખ, આપણા તરીકે વાપડનો નહી ! કોઇ કાંચ્ચા ભેજાં પર ન નામથી લખી, દુખ કરવું નહી ! નિંદા કાઇક છે, પણ કાન સીધો રાખ્યો તો, નિંદા કશી ફાવશે નહી ; કોઇના પત્રો, આપણી મતલબ માટે વાંચવાનો શોખ જડમુળથી ઉખાડજો, કારણકે જીવની તે હાની છે, અને ઘણા સુખ આપણા માર્ગમાંથી ફાની કરશે. દુન્યામા બધાજ એક સરખા હોય, તો સુખમા ફીકાશજ રહે, દુખ વિના સુખ કયાં ? કાળાશ વીના રોશનીની રંગત કયાં ! જુઠું થાય નહી તો, સંતોની સચ્ચાઇ કેમ પ્રગટશે ! અન્યાય જગતમા હોય નહી, તો ન્યાયની આંકણી કોણ કરશે ? બેવકુફાઇ હોય નહી તો, અક્કલમંડી કાત ખાઇ ન પડે ? બેઅદબ ભાવ દુન્યામા ઝેર નહી આપતો હોય, તો સતીની શુંદર સ્થિતિની સોદયંતા કેમ પ્રકાશ કરે ? વઠેલ પણું ભપકાદાર પોષાકમા

રાજ નહી કરે, તો સાહાઇમાં શોભા કેમ કહેવાય ? લાખો અધર્મીમા, એક ધર્મી કેવો શોભશે, તેની ખુબી કેમ જણાશે ? બધાજ ભાગ્યશાળી બને, તો તાજવીરમા તેજસ્વી પ્રકાશ કેમ ઝ્યાળશો ? પરાયું જો પોતાના કરતા ભારે મમતા, હાલમા દેખાડે નહી, તો, તે પ્યારૂંજ કેમ ઠરશે ? જ્ઞાન અને ડહાપણુમા ઉચ્ચા, ભક્તિભાવના દર્શન ન હોય તો, ગેરડહાપણુ ઝંખવાનું કેમ પડે ? સંગીતના સરોદમા વીણાની, અહુરાની, મઝહાની અલ્લાહની ભકતી નહી હોય, તો, આતમિકઆળનું જાગૃત કેમ થાય ? ચિત્રકળામા હુનરમંદ હેડાની કરિકળા જો બધાજ પિછાણે તો, બેવકુફાઇના સાટાંની વખાણુ કરનારની ગતિ શી ? રંગભુમી ઉપરની કળામા, હિવસોના ભુખ્યા પાત્રકારોની બેતાલ બરાદ ન હોય તો, ઉંચ નાયકોનું અમુલ્ય તત્વ કેમ પરખાશે ?

મરસીયા આગળ મજાક કરનારાઓ ન હોય તો મુંગી આંતરડીનો છુપો ગમ ભીનાથ કેમ જાણશે ? દડીના દાવની દેવીઓ દોડાદોડ કરતી ન હોય, તો સ્થિરતામાં ધિરતા રાખતી સરીતાના બાળકના હાળરડાની શ્રેષ્ટાઇ કોણુ પીછાણુશે ?

બાળકોને રવડતા રાખવામાં ન્યાય સમજતી ભામિનીઓ ન હોય, તો નરના કામ માટે ધોંટાળો કરવા કોણુ બહાર પડશે ? સીપાઇના સંકટ વેઠવા કમર કસવા તૈયાર થયેલી રૂપ સુંદરીઓ ન હોય, તો દરદીની માવજતમાં દવાઇનું પ્યાળું ધરવા, નાઇનતીંગલ જેવી નારીઓ દુન્યામા જન્મ લઇ નામના શી સાચવશે ? અપો નારીઓ, જેવીકે બાઇ શાકરબાઇ પીટીટ બાઇ પીરોજબાઇ બાતલીવાલા, બાઇઓ આવાબાઇ, તથા દીનબાઇ પીટીટ, બાઇ મોટલીબાઇ વ્હાદીઆ, થઇ ગઇ નહી હોત તો માજદીયરની દીનની બાનુઓની બલિહારી જગમા કેમ સોહદમ આપતે ? જીવતી જરથાનું, નેકીની નમુનેદાર નવાઝો, ઉંચ હોશની હમાબાઇઓ નહી હોત તો, ઇરાનની ઓલાદની તોખમની તાસીર કોણુ ગણાવતે ? સર બાતલીવાલા જેવા સખાવતે બ્હાદુરે પહેલ જો ન કરી હોત, તો સખાવતનું સીલ સાચવવા સર દીનસા, ફરામજી, બમનજી, ઇત્યાદી જેવા બીજા માઝદીયરની વિરલાઓ કેમ ફાજલ થતે ? ડહાપણુના દેવતા દાદા

ન હોત, તો ફીરોજશાહ જેવા બહાદુર રાજદ્વારીઓ ક્યાં હોત? બહાદુરજી જેવા ભલા તબીબોથી કેવા ઉંચા ભાવ ભજવાયાં છે તે કેમ જાહેર થાત? મલબારી જેવા દેશ ભક્તો, બંગાલી જેવા બળવંત વીરો, દારાબશા જેવા દીલાવર દાનેશમંદ નવરોજી ગામડીઆ જેવા ગુણવંત શેઠીઆઓ, બ્રીટીષ શહેનશાહતમાં કેમ કબ્કાત મેલવતે? ધર્મની સાંકળને ઝલકતી ગુંઠવામા કામ લાગેલા બનાજીઓ, આતષના ઉંચા કેબલાને જાલવી રાખનાર વ્હાડીઆજીઓના નામો આજે હરરોજ મુખ માહેથી કોણ કાઢતે? અનાથ બાળકોનો રક્ષણ કરનાર ગુણી પિતા વ્હાલો જમશેદજી ન. પીટીટ, જે ઓરફનેજને સ્થાપક કરી ગયો, તેની મતિ ખ્યાલો!

એ બધા ફળો, તે ઉચ ક્રવષીના મુળમાથી હતા જેની એકલી ખુબી, તે માઝદી-યસ્ની મહજબની મ્હાન ખુબીમા સમાયલી છે. જેની સઘળી બરકત, તે પાક સ્પિતામા જરાથુસ્ત્રા સાહેબની યાદીમા થઇ છે. અને થાય છે, અને થશે? સંપથી સમાવો! હીતથી હાવ ભાવે હાલો, પ્રેમથી પુંજન પાળો, અને અષોઇમા માર્ગે ચાલો! આ બધું કોણથી થયું! કોણથી પળાયું! વ્હાલી, પનોતી ગુણવતી માતાઓથી, કારણ કે, ઉપલા વીરોને જન્મ આપતી માતાઓજ ભલી હતી, તેથી પુત્ર પરીવાર ભલાઇ ભર્યો થયો છે. આપણી મોટી માતા, તે આપણી રોશન દિદાર દોગ દોય હતી, જેના સપુત સ્પિતામાએ, કેવાં પમકાટ દીધા છે, દીએ છે અને દેશે——— ———ત્યારતુ?

# માતાની માયા અને મમતા યાને હરિનો હાથ!

તોફાની દરીઆપર, એક મોટો મછવો, ઘણીજ મુશકેલીથી, પોતાના નાખોદાના તીવ્ર આધાર ઉપર ડોલતો હતો. માંહે બેઠેલા, અને ચિંતામાં ડુબેલા મુસાફરો, ખોદા ઉપર ભરોસો રાખી બેઠાં હતા. હા, પ્રિય વાંચનાર, હાં! ખુદા ઉપરજ ભરોસો રાખ્યો હતો, અને, તે પણ આવી આફત અને ચિંતાની વચ્ચેજ!

ત્યારે સવાલ થશે કે શું ચિંતામાજ બ્રહ્મ તરફ ચૈતન્ય જાય છે? અલ્લાહની યાદ થાય છે? સ્વામિની સેવા સેવાય છે! હા, તેમજ છે. ચિંતામાંજ, મુસીબતમાંજ, આફતમાંજ, ખુદાને યાદ ધરે છે, કારણ કે, તે ઘડીમાંજ તેઓને નાથ યાદ આવે છે. એમ તો કંઈક એવાં પણ પડયાં છે, કે જેઓના મુખમાં રામ નામ સદા યાદજ છે. પણ તેઓ કાંઇ રામને યાદ, એ માટે કરતા નથી કે, ભયમાંથી ટાળે! તેઓ તો સદા રામને હર કામમાંજ ગણે છે. અને રામ નાંજ કામ, તેઓને કરવાં પડયાં છે. એમ સમજી દુઃખ સુખ જાણતાંજ નથી. પણ ઉપર જણાયલાં મુસાફરોને આજે, **નાથની, રામની, અલ્લાહની, ખુદાની ખાહેશ હતીજ.** માટે ચિંતા ચળવળ કરતી હતી, બહારના ભય સાથ ભિતરમાં ડર રહી હતી, કારણકે હોડી ખોડી થઈ પડી હતી, પાણી ભરાતું હતું અને નાખોદાની હદ બહાર ઝહેમત છતાં, ડુબવા તરફ મન કરી રહી હતી.

શું, સઘળાં મુસાફરોને, સરોવરમાં જવું હતું? શું, તેઓ જુદા પ્રસંગે જન્મી, એકજ પ્રસંગે અને આવા ભયભિત સંગે મરવાનાં હતાં? એવા સવાલોનાં જવાબો કોણ આપે? કયાંથી આપે? હશે, કોઈ આપતા હશે પણ અમે તો **કવિનાથનેજ** સોંપીશું, અને હોડીની સ્થિતિ ઉપર અફસોસનો એક નિસાસો નાંખી આગળ જઇશું.

હોડી ડુબી છે. સઘળાઓ મુવાં છે... કિરતારની પનાહમાં પડયાં છે...ત્યાંનો જવાબ પણ આપવા તઇયાર રહયાં હોય! કેમ? આ બોલતાં, દિલમાં ધ્રુજવું કાં થાય છે? મન કાં અકળાય છે? કારણ કે, તે સાહેબે સોંપેલા કામની આપણે પુર્ણતાથી તૈયારી નહિ કરી હોય! જેઓ, તે સાહેબના મુનીમ તરીકે પોતાને ગણી, પોતાને સોંપવામાં આવેલાં કાર્યોનો રૂડો વહીવટ કરી રહયા છે, તેઓને મનથી તો આ એક ઉતાવળી પણ ચોકસ કામનીજ હુકમ રૂપ વાણી છે. માટે

કાર્યો કરતાં રહેવું, ખુદાને ત્યાંનો મોતનો પેગામ, જાણે આપણી કુશળતાથી આપણને આપણો વડીલ, કોઇ બીજે ઠેકાણે નોકરી ઉપર ઉંચા દરમાયા અને ઉંચી પદવી આપી રવાના કરતો હોય, તેવો યાદ રાખવાનો છે.

દોહરા

કરલે અયસા કામ જહાં નામ હો રહેમાન જો કામમેં શામ ન હો, કહું ન પાયે સ્થાન!
કરલે સચકે કામ નિત, ના હોવે હયરાન; મરણ વખ્ત કે સમયમેં, પાયે હરકી માન!

આવા વિચારથી વર્તણુ કર્યું હોય, તો શું ભય મરણમાં છે? યા મરણ ભયમાં છે? સત વિચારના કામો પર ધ્યાન લગાડવાથી, ડર અને ડંખ શું મોતમાં છે, યા મોત માટે ડર અને ડંખ રાખવાનો છે! જ્યાં અજ્ઞાનપણું ત્યાં સ્વસ્થપણું નહિં જળવાશે. જયાં મન મોકળું નથી, ત્યાં બીજાનાં દુ:ખ વખ્તે શરીર કાંપશે, માટે ડર રાખવા પહેલાં સત્ય ભાવ પર ચાલ, કે તુફાનને પરમાત્માનો ખેલ જાણશે. અને નવરોજની ચાલતી નવાઇ, ગવાઇને વહીં જશે.

હોડી તો ડુબી, પણ વિચારમાં ડુબતા, કયાં ટણાઇ ગયા. પણ મન જે વિચારને રોકનાર નાખોદો બન્યો છે તે, પાછું, આપણે અસલ ખયાલાતમાં લાવે છે, અને હવે તેની મદદ વડે, આપણે આગળ વધીશું. હયાં મન માટે કવેત વાંચીશું :—

ઓ મન! તુ કયાં ભટકશે?

ભટકતું 'મન' ઉઠે છે કયાં, હતું તે કયાં, ગયું તે કયાં?
વળી પાછું ફરી ફેરા, જુવે છે તે, રે જયાંનું ત્યાં?
ક્ષણિક વારે વિચાર્યું રે કે આમજ આમ કરવાનું
પોહોંચી ત્યાં શું યાદ આવે—થયું મંડાણ, કયાં ને કયાં?
વળી ભણતરે મન રોકી—વિંચી ચક્ષુ પ્રભુ ભાને
પછી ત્યાંથી ઉડીને વાહ—ગણી આવ્યું તે કયાંનું કયાં?
મનન ના આભમાં ઉડયું—મધન બાંધ્યાં રે માળા મૌજ!
પકડતાં કાંઈ હાથ આવે—પડે પાછું તે કયાં ને કયાં?
નજર પોથી ઉપર ઠરતાં—ઉમેદ આવી બને પંડીત
ફરે પાના ઉઠે તે મન—ભમન ખાઇ સટકયું કયાં!
એ રીતે અટકતું છે—નથી આરામ રે તેને
પુકારે રામને કોઇ વાર—પળક વારે ગયું છે કયાં?

સમજવું આ ખરે છે સહેલ—હતી કરવી પ્રથમે પહેલ
આફતમાં અરે રોકો—તો રહે છે તે કહો તમ જયાં!

આપણે આગળ વાંચ્યું હતું કે સઘળા મુવાં હતાં, પણ ના, કોઈ હાથમાં ઓચકાં જેવું ડાબીને, લાકડા ઉપર, આશા બાંધી ડોળાય છે. આપણે દુર્બીન ઢાંક્યું છે. અને ત્યારેજ જોઈ વળયા, કે કોઇ બાઈ નાના બાળકને પેટ પાસાંમાં દાબી, જીવ માટે આશા રાખી, બેરહેમ આમ તેમ ડોળા ફેંકી રહી છે. એ તે ડોળાં! બાળક માટે માતાની ચિંતા! જીવ પર વબાળ અને હાલ તો હાલ હવાલ! કહો, હવે કોણ ટાળશે? છે કોઇ અથંગ દાવ રમતો જુગારી, કે પ્રભુના આ દાવ ઉપર જીત મેળવે? છે કોઈ અથંગ નિશાબાજ કે ખુદાના એવા ચકકર સમ કરે એવાં ડોળણુ આગળ નીશાની ઝુમમાં સરસાઇ મેળવે? છે કોઇ એવો, પરાક્રમી, કે છલાંગ મારી બાઈને બચાવે? હોય! હોય! એવા પણ હોય! પણ ફકત તે "હોય" માત્રમાંજ છે. હયાં તો કોઈજ નથી. આપણે આ વસવસામાંથી દુર નિકલી ખ્યાલીશું કે માતા, શું પોતાના બચ્ચાંને બચાવી શકશે? તેણી જો, પોતેજ બચવા વિચાર કરે, આ બે ત્રણ માસના બાળકને બચાવી પોતાનો જાન કાં કબસ કરે? પણ માતાની લાગણી આપણી નથી. માતાની લાગણીને, આપણે કેમ સમજાવીશું? તેણીએ વિચાર પણ કર્યો હોય, કે પોતે જીવે, અને બાળકને પડતું મેલે! કારણ કે સાથમાં રાખતાં પોતે તો બચવાની નથીજ, એમજ સમજે, જેથી કાંઈ એવું થઇ પડયું છે કે "તેણી બાળકને, કાંઇ સુઝ પડતાં કસાથી વીંટાલી પાણીમાં નાંખે છે, અને પોતે કુદરતની રહેમ ઉપર ઘસડાય છે. એ તેણી ગઇ...પાણીમાં ગઈ...ઓહો ખુદા, તેણી પાછી ઉપર આવી...ઓહો કોઇ હાજર હોત! ...ઓહો...પાછી દુબી...ફરી આવી અને અરે...એ, હવે તે સદાની નજરથી ગુમ...ગુમ થવા સાથ સઘળું સુમ...ના કાંઇ જીવ માટે ઝંઝાલી ના બુમ! ના કાંઇ શોહોર, અને સંસારો-બસ ખુદાનોજ ચારો.

પણ, પેલું બાળક કયાં છે! શું એકને જોતાં બીજાને ભુલ્યા? શું તે કાંઇ ઘસડાયું યા તે આગમજ પાણીમાં દટાયું! ગયું...સઘળું ગયું! ત્રણ ઘડીનો ખેલ, ભેલમભેલ સાથે પાણીમાં સહેલ કરી નાથને ત્યાં ગયો.

છપ્પા.

અજબ બનાવો ખેલ અજબ વાજાં વજડાવે
અજબ કરે કો ગેલ ગજબ હોંજાં ગગડાવે

સફર કરે કો સહેલ ભેલમાં ભાર ભરાવે
અડગ બનેકો મેલ રેલમાં નાવ તરાવે
અગ્નિ કેરાં દાવમાં આ રહયો સિંગાર
અંતે તમને માનવો છે પ્રભુ વિસ્તાર !

## કુદરતની ખુબી.

આપણે, આગલા ભાગોમાં, શું જોઇ આવ્યા ? ભયભીત ચિતાર, અને તેમાં મરણનો ત્રાસ! હવે આપણે બીજા ભાગોમાં પણ કાંઇ તપાસતાં જવું છે. જીંદગીની સફરમાં પણ એવાં ઘણા ચિન્હો આવે છે, જે લગાર આપણી ચાલણને ધીમી પાડે છે અને અચંબાનો આંચકો જોઇ વલી, આપણે સઘળું ભુલતાં પાછા આગલજ જઇશું. જીવ આત્મા, બદનનાં ખોલ્યા માંહેથી નિકલી કયાં, કઇ જાય છે. જે માટે આગલ વધેલાઓ કાંઇ અનુભવ રૂપ સિદ્ધ કરવા મથ્યા છે, આપણને તેવો અનુભવ થયો નથી, માટે હાલમાં બનતા બનાવોમાંજ, પ્રયકરણ કરીશું. પછી આપણી ભેળાએ, શ્રીનાથજી આપણી સાથેજ છે, એટલે આપણને પણ તે તબકકે પોંહોંચાડશે -તેટલાં, આપણાં માર્ગ ઉપર તીવ્ર દ્રષ્ટિ રાખી નમન ભાવે, મનન કરતાં જગમાં કાંઈ કાંઇ નવિન પ્રકારનું જોઈશું.

આજે કાંઈ, કાલે બીજું કાંઇ ! હાર સામે જીત. અને જીત સામે હાર ! મરણ સામે જન્મ અને જન્મ સામે મરણ ! મોટા સામે નાના અને તેથી પણ ઉલટું ચાલ્યું છે. એવા બનતા બનાવો માંહેથી આપણને કાંઈક ખ્યાલ લેવાનો છે. આંખો ખુલ્લી રાખવા છતાં ભિતરની આંખ બંધ રહેવાથી જેમાં કોઇ, જે કાંઇ નવું જોય છે તે આપણને કાં નથી સુજતું ? કાનની ગતિ સાંભળવાની પુર શકિત ધરાવતાં છતાં, અકકલ તરફ બીજાના જેટલી તિક્ષણ સમજ કાં નથી સુઝ પડતી ? મોઢામાં મંન ભાવે તેવું બોલતું હોવા છતાં જ્યારે કાંઈ વિચિત્ર સવાલો આવે છે ત્યારે પોતાનું કાર્ય કરતું બંધ રહી કાં શરીરને લજવાતું બનાવે ? હાથ પગથી બીજાને ઠીક પાસર્શ કરતાં હતા, તેવા સમયમાં વીર આગલ આવતાં કાં નમી જઈએ છીએ ? એવાં બધાંએ સાધણ બન્યાં છે, બનશે, અને બનતા જાય છે. આપણને વાતમાં, બોલમાં, વિચારમાં, ગોખવાનું છે.તો તેવી ટેવથી ઘણું કરીશું. ઉપલા બનાવ ઉપરથી એજ બોધ લઈશું કે, જીવ હર પળે કયાં જવા જેવોજ છે, માટે સંભાળો ! કામ કરતી વેળા યાદ રાખવાનું છે કે કેટલોક વિલંબ હશે ? આળ દેતી વખતે યાદ રાખવાનું છે કે તેથી શો ફાયદો હાંસલ થશે ?

ટુકમાં જગમાં ફરતા અને ચાલતાં લક્ષ લેજો કે જે જગ્યા વિસાળ બોહોળી છે, તે ઉપર બીજાને પણ ચાલવા દેવાનો હક રાખવો ! તીવ્ર બુદ્ધિથી ઘણું મેળવવામાં આવ્યું, તેથી એમ ના ઠરતું કે બધુએજ આપણું ! શ્રીમંત હાલત સાથે શ્રીમતી બતાવજો ! દ્રવ્યવાન હાલત સાથે, દયાવંત દિલ ધરજો ! જ્ઞાન ઘણું હોય તો બીજાને ત્યાં ન હોવાથી હસી દેવા કરતાં તે મહીંથી થોડુંક આપજો ! એવો અને એ જાતનો ફેડો માર્ગજ સુખના સમુદર પર શાંતી લાવશે; લગાર વાત લખતાં વેગળો ગયો હોવું તો ક્ષમા ! કારણ કે કલમ જયારે ચાલવા માંડે છે એટલે નથી જોતી કવિ કે રવિ, વીર કે ધીર, શાન્તિ કે ભ્રાન્તિ !

× × × × ×

આજે આપણને એક રાજય પતિજીના મહેલ તરફ જોવાનું છે, કાંઇ જાણવાનું છે. અલબત, જયારે આપણે ઉછલતા મહાસાગરનો સ્વાસ ભર્યો હતો, તે વખતને આજે કઈ નહીં તો બે દાહેકા વહી ગયા છે. તેના ગાલે કાંઇ બન્યું તો હતું, પણ તે ઉપર લક્ષ આપવા હાલમાં વિચાર નથી. કારણ કે મનની અસમોટી કોઠી માંહેથી કાંઇ હાથ આવતાં આજે આ ચિતાર ઉપરજ બોલવા મન ખુશ થાય છે, અને તે વળી આ રહયું !

આ બનાવ, લગાર અધોર વયની બે બાનુંઓ વચ્ચે નિહાળશું. એક સાદી છે. બીજી કાંઈક દમામદાર છે, યાને એક જયારે ગરીબ, ત્યારે બીજી શ્રીમંત છે. એક રાજય પુત્રની માતા છે, બીજી પરોણાસમ આવેલી દીસે છે, પણ તેથી આમ તો ધારવુંજ નહી કે રાજાની માતા થઇ એટલે કાંઈ અભિમાની હતી :—

"આવો બહેન ગુણકળી ! આવો ! તમારા રૂડા દર્શનની તર્શનામાંજ હતી ! તમો ઠાકમાં હશો ! હવે નીરાંતે બેશો ! ઘર તમારૂંજ છે" પેલી વૃદ્ધ વયની રાજય માતા બોલી;

"શ્રીમતી કમલાબા ! તમારી પદ્ધતિ પુરવક મારાથી નમન ન થયું હોય તો ક્ષમા ! તમોએ ધારવા કરતાં હું મોડી આવી તે માટે પણ ક્ષમા " ગુણકળીએ જવાબ દીધો.

"હવે બધીએજ ખમા ! ઈશ્વરના બનાવેલાં બધાંએજ સરખાં, શું અમો રાજમહેલમાં રહયાં એટલે ચિંતા ઓછી ? શું પીડા ન આવે ?" કમલાબાએ પુછયું.

"આવે, આવે ! પરંતુ દ્રવ્યથી કાંઈ ટળે ! હવે જયારે તમો જેવાં ભલાં શ્રીમતીમાઇ મહને બહેન સમાન ગણો છો, તો હું મોકલાશપણે તૈયાર છું, કે તમો શું ચાહો છો ?" ગુણકળીએ પુછયું.

"પ્રથમ તો મેં તમારી ઘણીજ ભલી વાત સાંભળી. તમો દરેકના કામો પ્રિતથીજ કરો છો, તમો જે પ્રમાણે સલાહ આપો છો. તે પ્રમાણે તમોને સાંભળનારાઓ પણ વર્તે છે, અને આખરમાં તેઓ સુખી થાય છે!" કમલાબા બોલી

"શું મ્હારા કહેવાથી સુખી થાય છે?" ગુણકળીએ પુછ્યું.

"હા, વળી! તેમાં શો શક છે?" કમળાબાએ જવાબ દીધો.

"ના, શ્રીમતી કમલાબા! ના! તેમ નથી. તેઓ મહારૂં માને છે ખરૂં, પરંતુ તેઓના કામની વળણ સત્ય હોય છે તોજ કામ સિદ્ધ થાય છે" ગુણકળીએ ખુલાસો કર્યો.

"પણ, તેવું યોગ્ય લક્ષ વાપડતા શિખાડવું, શિખવા કરતાં ભારે છે" કમલાબાએ જવાબ દીધો.

"ચાલો શ્રીમતી બા, જે હશે તે પ્રભુ નાથજી [જાણે! હવે કહો તમો શું કહેવા માંગો છો?" ગુણકળીએ પુછ્યું.

"વાત તો આમ થઈ હતી કે, મહારા વહાલા કુંવરની પત્નિ, ભારે વિપતમાં હતી, બાળકને જનમ આપતાં, પોતે બહુજ ભયમાં આવી હતી. રાજ્ય વૈદો, તેના ઉપાય માટે નિરાશીમાં આવી ચઢયા, અને પ્રભુ પ્રભુ કરી, એ દિવસો ગાળ્યા. ભય વધ્યો ગયો, અને હું જાણતી હતી કે મ્હારા કુંવરની સઘળી આશા, તેની વ્હાલી પત્નિ કુંભામાં હતી. એવી ચિંતામાં હું હતી, તે વેળા લોકની વાતો, જે મ્હારા કાને પડેલી હતી, તે સાંભરી આવી. મેં પણ તે ઉપાય અજમાવવા માંડયો. હું પ્રાર્થના કરી, મહારી વહુના પલંગ આગળ ગઈ, અને મનથી પ્રતિજ્ઞા લીધી કે, જો મહારી વહાલી વહુ કુંભા, એ દુઃખને ટળાવી ઉઠશે તો મોટી રકમ હું ગુણકળીના હાથમાં મેલીશ અને ગુણકળી, જે કાંઇ કામ નિર્ધારશે, તે માટે ખુશી કરેશ. પ્રતિજ્ઞા થઇ રહયા પછી, બહેન ગુણકળી, તમો સત્ય માનજો, કે કુંભાને શાન્તિ મળવા લાગી, અને વખત બદલાયો, તેણી ધીમે ધીમે સુધરતી ગઇ અને બચી" એમ બોલી કમલાબા થોભી.

"જે થયું તે શ્રીનાથજીએ કર્યું, પણ તમારૂં ઘર સંભારચું, તે માટેજ આપણે હમેશ તેનો પાડ માનવાનો છે, બાકી હું તો એક કારણ ભુત થઇ છું" ગુણકળીએ સમજાવ્યું.

"જે થયું હોય, એ સઘળાનો પાડ માન્ય કરવાનો છે, અને મ્હારી પ્રતિજ્ઞા પ્રમાણે મને મ્હારૂ કામ તમોથી પાર કરાવવાનું છે. હાલમાં તો તમો અહીંઆંજ

રહેશો, અને જશો નહિ...ના ! ના! એમ "ના" કંઈ ચાલે નહિં ! ઓહો, લ્યો સામેથી મ્હારો કુંવર આવતો જણાય છે. આવ ! આવ! દિકરા ! આવ ! આ ગુણકળીબાઇ છે, જેમને મેં તેડાવી મંગાવ્યાં હતાં, તે !" દિકરાને ઓળખ કરાવતાં કમળાબા બોલી.

"ઓહો, ગુણકળી બાઇ ! તમારી જેટલી તારીફ કરીશ, તેટલી થોડી છે. મહારા વહાલા માતુશ્રીએ, જે વિગત સંભળાવી, તેથી અમારાં ઉર તો એવાં છલકાયાં છે કે તમારો પાડ વાળવો, એ કેવળ પુરતો ગણાય નહિં. અમને અમારા કામમાં વધુ સલાહ આપશો, તે આગમજ, તમો હયાં સુખવાસથી રહેશો. અમારા જીવ ઉપર, તમારી સ્વચ્છ માયા મમતા પાથરશો, અમારૂં ઉદાશી થઈ ગયલું કાળજું. આજે હું સત્ય કહું છું કે, તમારે માટેની યાદીથીજ, હરખથી લાલ લાલ રહયું છે." અતિ નમન ભાવે કુંવર બોલ્યો.

"કુંવર ધીરજરાય ! જેવાં તમારાં માતાજી મમતાળુ, તેવાજ તમો ચાલાક અને નમ્રતાથી ભરપુર છો, રાજ્યને હિતથી સાચવનાર છો, કુછંદીની મુંડી પકડી ઠેકાણે લાવનાર છો. વીરતામાં ધીરતા, ને શીરમાં તીવ્રતા સાથ નમન, એ બધાંએ વાળા તમોને રાજ્યપતિ તરીકે ખરેજ જગમાં દિપાવશે. પરલોકમાં વાહ વાહ કરાવશે. મુંગી આંતરડીના દુવા લેનાર થશો, સતિના સિંગાર શોધનાર ખરેજ શુરવીર સેવક જેવાં રહેશો. કોઈ કહે છે કે જેઓના માથે તાજ હોય છે, તેને માથે ઘણો ભાર હોય છે, અને તેથી રાજા વીર અસુખી હોય છે, પણ હું આગળ વધી કહીશ કે જેઓને તાજની જુખમદારી માથે છે, તે જો પ્રભુના અવાજે કામ કરતો રહે, તો ખરેજ, તે પરમાત્માનીજ મુર્તી છે. હું ખરેજ તમારા સલાઓના આશરા તળે થોડા દિવસ રહીશ" ગુણકળી બોલી.

"ઓહો! કેવો આનંદ ! કેવો મનોહર સ્પર્સ ? તમારી હાજરી ખરેજ અમારૂં ઘર દિપાવશે, સઘળાંને ખુશી કરશેજ. માતાજી હું જઇશ, પછી બોલાવજો, કુંસા હાલમાં હયાં નથી, નાં તો હમણાંજ બોલાવતે. તેણીનાં પિતાશ્રીએ બોલાવ્યા છે." ધીરજરાય બોલ્યો.

"કાંઇ નહિં, જયારે આવે ત્યારે ! " માતાએ જવાબ દીધો.

ઉપલી વાતચીત પછી કુંવર ધીરજરાય ગયો, અને ત્યાર પછી ગુણકળીબાઈની રાજ્યની માતાએ ઘણીજ મમતાથી બરદાસ કરી. જમન લીધા પછી ગુણકળી અગાસી માંહેથી બહાર પડી, પાછલા ભાગમાં વાડીમાં વિંટા લેવા પડી, આ

વખત પુનેમનો હતો, ચંદ્રમાં પુર રૂપમાં કાળા આભલા ઉપર, રૂપેરી સિંગારમાં, ઘડી છુપાતો, ઘડી દિપાતો આવતો હતો. હા, પુનેમ ! પુનેમ ! જોકે તહારો પ્રકાશ, આ વેળા ચંદ્રમાં બહુજ શોભે છે, છતા ચાંદરાતની એકમ, યા બીજ ખરેજ મધુરતામાં વધારોજ દિયે છે. તો પણ ત્હારૂં પુનમનું પગલું, પ્રેમીઓના પ્રેમગઢને શોભાવે છે. ચાંદરાતના સગન ત્હારાં આવવાની રાહ જોતાં હોંશમાં પુરાય છે. ત્હારૂં પ્રકાશીત તેજ, ગરીબ બિચારા પક્ષીઓને, તેઓના માળામાંથી બહાર લાવવા લલચાવે છે, અને તેઓ બિચારા દિવસ પડયો હોય તેમ ચિંચિંઆરી સાથે દોડાદોડી કરે છે, ગેલમાં ગલે છે, પણ સવાર પડતાં સુસ્ત થઇ માળામાં બેઠાં, ખરેજ વિચારતાં હશે, કે પ્રભાત ત્યારે થઇ કે કંઇક વખતની સમી ગઈ ? એમ તું છેતરે છે. તેમજ એ ચંદ્ર, તહારી ગતિ ઉપર જોશીઓ ગ્રહ મંડળના ભેદ જોતાં રહે છે. ત્હારા ઉપર પાણી અને વહાણનો આધાર મનાય છે.

આવી રમન્ય રળીયામણી રાત્રી ઘોરતી ગુણકળી બાગમાં ફરતી પ્રભુનો પાડ માનતી હતી. અને ચંદ્રભેર જોતી બોલતી હતી "વહાલા ચંદ્રા જ્યારે તું આમ સહેલાઇથી પ્રકાશ દે છે, મલકાતો આગળ ધસે છે, ત્યારે તને જોનાર દરેક ખરેજ સુખી હશે કે ? ત્હારાં દર્શનના સગનમાં જેઓ મલ્યા હશે, તેઓ દરેક, હરવખતે તેવાંજ ખુશાલ હશે કે ? તને દીઠાં થયલાં માર્મીક પ્રસંગનો વખત પાછલા વખતમાં રંગરાગ દેતો હશે કે ? હાલમાં કેટલા ઘેરોમાં, ત્હારા ઉજાશ છતાં, અંધકાર હશે કે ? તું હસતો ધસે છે, ત્યારે ન હસતાની તુંએ પરવા રાખી છે કે ? તું મલકાય છે, ત્યારે બીજા મલકાય છે કે નહિ એવું તને ભાન થાય છે કે ? ખરેજ તને તે ભાન કયાંથી ! તું બાપડો ત્હારા પેદા કરનારના હુકમમાં ફેરા ગણતો રહે છે, રહયો છે, અને રહેશે ? સંકટ અને સુખ ઉપર, ધીરજ અને ઉતાવળ ઉપર, ક્રોધ અને માયા ઉપર, ત્હારી સ્વારી એકજ રીતે ફરે છે. જેઓ સુખી હોય તેઓને તું સુખી દેખાય છે, જેઓ દુખી હોય છે, તેઓને તું કયારે આવે છે, અને જાય છે, તેની કયાંથી હોય પરવા !

આવા વિચારોમાં લીન થતી, ગુણકળી ત્યાંથી પાછી ફરી, અને પોતાની જગ્યા ઉપર નિંદ્રા માટે સ્થાન કરી, તે નિંદ્રાદેવીના પાસમાં, આનંદી નિંદ્રાનો ફાંસ ખાઇ પડી.

નમાવી ડોકને વાંકી અરે ચાંદા ચકાવે શીર
નિગાહે ડોકને ટાંકી ભલાઓરે ટકાવે ધીર.

## સખાવતની શરત

"ગુણકળીબા, હજી કુંભા આવી નથી, પણ હવે મ્હારા દિકરા ધીરજરાય આગળ તમારો ખુલાસો કરો ! અમોએ એવી ધારણા રાખી છે કે, જે રકમ, અમોએ કામમાં વાપરવા ધારી છે, તે તમો જાણો છો. અને તેને કેવી રીતે ધરમના કામમાં, વપડાસમાં લાવવી તે તમો જણાવો !" શ્રીમતીબાએ પુછ્યું.

"હા, બ્હેન ગુણકળીબા, તમારી શી ગોઠવણ છે, તે અમોને જણાવવા કૃપા કરજો ! એ ગોઠવણ અમોને, જાણવા પણ જરૂર નથી, પણ તમારા આગ્રહને માન આપવા માટે, તમારા કહેવા પ્રમાણે અમોને સાંભળવું પડે છે." ધીરજરાય વચ્ચે બોલ્યો.

"જુઓ સાંભળો, મ્હારી ગણત્રી સાદી છે. મેં એમ ધાર્યું છે કે, એ રકમનું વ્યાજ, તમારા આ નગરીના કીનારા ઉપર, જે કાંઈ ભાગ્યુતુટ્યું ઘસડાઇ આવે, તેનાપર જે નાના બાળકો હોય, તેમને ઘણીજ મમતાથી અને માયાથી પાલી ઉછેરવાં, અને તેમને ભારે શ્રમે ઉચ તાલીમ આપી દુન્યામાં સુખી કરવા તથા તેઓની મોટી વયે, તેઓને તેઓના બાળપણનાં પ્રસંગના રંગોથી સાવચેત કરવા. તેમના માબાપનો પત્તો મલે, તે માટે તેઓ પાછલ ચોકાશી રાખવી. એક ઉત્સાહી મંડલ નેમવું, જેઓને પવિત્ર ફરજ સોંપવી, કે તે અનાથોની ભાલ કાઢવા ચાલુ શ્રમ કરવો ! આ મ્હારી ટુંકી શરતો છે. તમને પસંદ પડે તેમ કરો !" ગુણકળીબાઈએ ખુલાસો કર્યો.

"ખરેજ કેવો ઉતમ માર્ગ ? અમોને તે પસંદ છે" એકી વખતે મા અને પુત્રે જવાબ દીધો.

"એ લ્યો, સામેથી મ્હારી કુંભા આવી ચઢી. કુંભા આવ ! અહીં આવ ! આ તો ગુણકળીબા છે, જેમને માટે હું તને પરમ દિવસે કહેતો હતો." ધીરજરાયે કુંભાને સમજાવ્યું.

"ઓ આવો બા ! આવો ! ગુણકળીબા આવો !" એમ બોલી તેણી ઉછળી હરખભેર, ગુણકળીબાને ભેટવા ધસી, પણ ગુણકળી લગાર આંચકી ખાઈ બોલી. તેણીના કપાલ ઉપરનો લાલ ડાઘ નિહાળવા પડી, અને ધ્રુજતે અવાજે બોલી "શું આ કુંભા, હિમ્મતભાઈની દિકરી થાય છે ?"

"હા ગુણકળીબા ! તેણી હિમ્મતભાઇની દિકરી થાય છે," શ્રીમતીબાઇએ જવાબ દીધો.

"તેવણ ક્યાં છે?". ગુણકળીબાએ પુછ્યું.

"હ્યો, આ સામેથી આવ્યા." કુંબા વચ્ચે બોલી ઉઠી.

"હિમ્મતભાઈ, આ ગુણકળીબા પુછે છે કે કુંબા તમારી દિકરી થાય છે?" શ્રીમતીબાએ પુછ્યું.

"દિકરી. ખરેજ દિકરી! પણ પ્રભુએ આપેલી દિકરી! હિંમતની ખરી પળાયલી દિકરી, મ્હારી તો નહિંજ, પણ પ્રભુએ કિનારા પર ઘસડાઈ આવેલી બક્ષેલી દિકરી!" હિમ્મતભાઇએ ખરો ખુલાસો કર્યો.

"ઓ શ્રીનાથ! ભગવાન! ત્હારી કૃપા! ત્હારો જય! વહાલાં પ્રેમીઓ, આ દિકરી કુંબીની હું ભાગ્યવંત માતા છું." ગુણકળી રડતી કુંબા પાસે દોડી અને ખરાજ વહાલે ભેટી પડી. ઓહો! વર્ષો પછીનો માતા અને દિકરીનો, દૈવી મેલાપ! બાપ! બાપ! ત્હારી કળા ન્યારી છે. ભારી છે!

"ઓ દૈવ! ત્હારૂં કાર્ય ભેદી છે, આ બલી ગુણકળી મ્હારી કુંબાની માતા!" શ્રીમતીબા વચ્ચે હરખથી બોલતાં બેઠી.

આ પછી ગુણકળીબાએ, પોતાના બાળપણમાં પડેલી આફત વર્ણનથી સમજાવી.

પ્રિય વાંચક, ગઈ ગુજરી વિપત, આજ કેવા આનંદમાં ત્હારી સામે આવી ઠરી છે? પ્રભુની કેવી પ્રભુતા, તેના કેવા આનંદ! કેવી નવાજેશ! કેવી બક્ષેશ! કેવું રૂડું સેવટ! હેતનો અંત કેવો રૂડો! માતા અને બાળક આખેર મળ્યા!

આ વાર્તાના વળામાં બહાના કેવો ભેદ જોઇ વળ્યા? લાડમાં કેવા જોશવંતા લાડ રમી રહયા! ક્યાં તોફાન! ક્યાં જાનની હાન! ક્યા માતાની જીવતોડ લડત! ક્યા તેણીની ત્યાર પછીની નેક ભક્તિ! કેવા તેણીના ઉપદેશ! કેવાં તેણીના કાર્યો? તે બનાવ પછીના તેણીનાં પરોપકારી યાને પરહિતકારી કામો? ક્યાંનો છત્રપતી? ક્યાંની દિકરી? કેણુ ધણીને હાથ લાગી કેવી તે બાળક વયમાં, આપણી સામે ડુબી ગયલી, ઘસડાઈ, હિંમ્મતભાઈને ત્યાં તણાઇ આવી? અનાથ બાળકપર હિંમતભાઇનો કેવો પ્રેમ, કેવી તેણીની ઉછેળતાં? અને સંજોગોનાં સંબંધમાં, વહાલી માતાને મળી માતાની મમતાનો કેવો મામીંક, મર્મ રચાઇ સેવટનો રંગ ઉડયો? પ્રભુની કેવી લીલાહ? તેની કેવી કળા? જયારે આપરે તેના મહાન કાર્યોના એક તાર માત્રને તપાસી શક્યા નથી, ત્યારે આટલા બધા વરસે, કેવો દૈવ જોગ મેલાપ! તે બાપ, માહબાપના આ કામો શું શિખાડે છે? કે તેનો અચલ ન્યાય સેવટે છેજ! આપણી ગુણભંગુર ગણત્રી, તેનાં બિસાતમાં ક્યાં? દુઃખ જોયું, ચિંતા થઇ, નાખુશ

બનાવ નજરે દીઠો, પણ તેનો મહાબળ હાથ કેવો પુર જોશમાં માતાની બાવાને અંતે બચાવી રહયો! આવા બનાવો ભલે કલ્પીત લેખો! તોપણ બાર્મીક મળ્યો! આવા સંજોગો, ગમે એવા ગુંચવણમાં બેઠો, તોપણ ધાર્મીક રીત ઉપર ધ્યાન રાખજો! કારણ કે દુઃખને સહન કરી શકાય, તે ઇલાજ ધર્મમાં છે. ભક્તિમાં છે, બંદગીના બળમાં છે માતા ઉપરની મમતા અને વ્હાલમાં છે. મનુષ્ય ઉંચ ફળવી ધરાવે છે, તે આ આત્માની ખિલવણી ખાતર, અને તન આપ્યું છે તેને ખોરાકની જરૂર છે, પણ અંદાજ અને સાદાઈમાં છે. ગમે એવું ભોજન, ગમે એ જઠરામાં એક ધન્યવંત અને એક રંક આગળ પિરશો, પણ ધન્યવંત હોવાથી તેનું પેટ નિયમથી વધુ ખાઇ શકશે નહિ. રંક એટલે, કોઇ હીન નહિં ખવાયલું એટલે હદ બહાર બાચકાં ભરી શકશે નહિ.

ખુદરતના આ ખેલ પર–હે વિશ્વની યાદ, ધુળ પડે તે જીવ ઉપર–ન રાખે ભક્તિ યાદ.
ખુદરતના આ ભેદની–હે પિછાણ હરબાર, રૂડી ધરશે જાણ તો–જોશો હરને બાર.

પ્રિય વાંચક, ભર સાગરના તુફાનમાં સપડાયલી, માતા, બાળકને ખોહી નિરાધ થસડાઇ હતી. તેણી તો બચી અને ગુણકલીના નામને દિપાવતી, પોતાના ફુળને છાતીમાં ચાંપી ફરી હતી. ખોહી દીધેલી દિકરી, તેણીને, વર્ષો પછી હિમ્તબાઇ-ની કરી લીધેલી પુત્રી તરીકે, જણાઇ હતી. તે આપણે જોઇ વળ્યા. હાંસલ એટલો-જ કે કરણિ ભરણિ તે હરિને હાથ છે? કાર્ય કરવું આપણે ધર્મ ભાવ છે, પરંતુ ફળ તો હરીનાથજ આપશે. નેક કામોથી વને ઝુંડાપો આપે. પણ તે ઝુંડાપો તહારી ઉપરની એક દૈવી અજમાયેશ છે. કારણ કે લાયક સમયે હરિનાથજી તેનું ફળ આપશેજ. જે દુન્યામાં આપણે આપણી લાયકાતનું ખોહી બેઠા જીએ તે હરિનાથજીને દ્વારે સીલ્લક રહેશે. અહુરાની આરાધનાથી રૂડા ફળજ ચાખશે અને સર્વ સુખ મળશેજ!

હાલ એજ.

# પારસી મા બાપોને ચેતવણી

તેમની ગંભીર ભુલ—ભુલનું ખરૂં મુળ ક્યાં? પચીસ વર્ષના, બી. એ. બુચાજી બનાવવામાં! જર અને જોર ખરચી, તન અને મનને નાહક હાકવી બી. એ. બનાવી, આખર, થોડીક કમાઇ માટે, વગર મેત્રીક થયેલા, પણ વેપારી લાઇનના એકાંઉન્ટન્ટોની તાબેદારી કરાવવી? એવા Machine made ગ્રાઙ્યુએટ કરતાં, સારાં અંગ્રેજી શિક્ષણ પછી—વેપારી લાઇનની કેળવણી—દશ વાર ભલી નિવડશે! જેની ખાતરી Tutorial commercial class આપવા તૈયાર છે.

કૉમર્સ યાને વેપારી લાઈનનું શિક્ષણ ઘણીજ સરસ અને ઉત્તમ તાલીમથી આપ્યે છિયે.

અમારી ખાસ દેખરેખ ટળે તાલીમ લઇ, વેપારી વિદ્યાર્થીઓ સકમાઇમાં પડયાં છે, તેજ અમારી મૂળ નેમ, સ્વચ્છ સેવાની પિછાણ થઇ પડી છે. ૩૧ ઓગસ્ટ સુધી વિદ્યાર્થીઓને દાખલ કરી બુધ— સની— અને આદીત—મા વધારાના ખાસ શિક્ષણ, ઉપર મી૦ માણેક બનાજી પોતે મહેનત લઇ, તેઓને તૈયાર કરે છે.

બી. એ. ની ડીગ્રીના ધખારાને પડતો મેલી, થોડી મહેનત યા સ્હાસીકપણાનો સીલ, દિલમાં આમેજ થવાથી, પોતાના પગ અને ખભાંથી સ્વતંત્ર ધંધામાં ઝીપલાવવા માટેનું ઉત્તમ સાધણ તે વેપારી કેળવણી છે કે જે માટે મી૦ માણેક બનાજી ( F. N. F. A.)થી ચલાવવામાં આવેલો Tutorial Commercial Class ગ્રાંટરોડના રેલ્વે અને ટ્રામ સ્ટેશનથી બે મીનીટમાં જવાય એટલો દુર છે.

ચાર વખત આખ્ખા હિંદુસ્તાનમાં સૌથી ફત્તેહમંદ ઉમેદવારોને પાસ કરાવવાનું માન ધરાવે છે.

બીજું બે વાર લંડન ચેમ્બર ઓફ કૉમર્સની ચઢતા વર્ગની પરીક્ષામાં મી૦ બનાજીના વિદ્યાર્થીઓ, લંડનમાં ઇનામ મેલવી ગયા છે.

ટયુટોરીયલ કમરશ્યલ કલાસ.

